નવા ધોરણને અનુસરીને બનાવેલ.

# भूगोळ विद्या

## ભાગ ૧-૨.

હિંદુસ્તાનની સવિસ્તર ભૂગોળ સહિત.

---

ગુજરાતી ત્રીજાથી સાતમા ધોરણના તથા અંગ્રેજી
પહેલા, બીજા અને ત્રીજા ધોરણોના વિદ્યાર્થીઓ માટે.

રચનાર,

ડાહ્યાભાઇ જુઠાભાઇ મહેતા.

આસિ. માસ્તર, અજીતસિંહજી હાઇસ્કૂલ-ધ્રાંગધ્રા

અને

કસ્તુરચંદ વાહાલજી દોશી.

આસિ માસ્તર, સર. જસવંતસિંહજી હાઇસ્કૂલ


પ્રત ૧૦૦૦, લીંબડી. (કાઠિઆવાડ)

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,

લક્ષ્મીચંદ કસ્તુરચંદ દોશી.

બુકસેલર-લીંબડી. (કાઠિઆવાડ)

સને ૧૯૧૮. — સંવત ૧૯૭૪.

કીંમત આઠ આના.

નવા ધોરણને અનુસરીને બનાવેલ.

# ભૂગોળ વિદ્યા

## ભાગ ૧-૨.

હિંદુસ્તાનની સવિસ્તર ભૂગોળ સહિત.

ગુજરાતી ત્રીજાથી સાતમા ધોરણના તથા અંગ્રેજી
પહેલા, બીજા અને ત્રીજા ધોરણોના વિદ્યાર્થીઓ માટે.

રચનાર,
ડાહ્યાભાઇ જુઠાભાઇ મહેતા.
આસિ. માસ્તર, અજીતસિંહજી હાઇસ્કૂલ-ધ્રાંગધ્રા
અને
કસ્તુરચંદ વાહાલજી દોશી.
આસિ. માસ્તર, સર. જસવંતસિંહજી હાઇસ્કૂલ
લીંબડી. (કાઠિઆવાડ)

છપાવી પ્રસિદ્ધ કરનાર,
લક્ષ્મીચંદ કસ્તુરચંદ દોશી.
બુકસેલર-લીંબડી. (કાઠિઆવાડ)

સને ૧૯૧૮. સંવત ૧૯૭૪.

કીંમત આઠ આના.

( આવૃત્તિ સાતમી. પ્રત ૧૦૦૦. ) ( કુલ પ્રત ૮૦૦૦ ).

શ્રી " સત્યનારાયણ " પ્રિન્ટિંગ પ્રેસમાં પા. મોતીલાલ
કાળીદાસે છાપી. ઠે.–પાનાભાઈની વાડીમાં–અમદાવાદ.

# પ્રસ્તાવના.

અંગ્રેજી ભાષામાં જ્યારે એક વિષય ઉપર અનેક પુસ્તકો ખરા વિદ્વાનોના હાથથી લખાએલાં જોવામાં આવે છે, ત્યારે ગુજરાતી ભાષામાં એક વિષય ઉપર બહુ થોડાં પુસ્તકો લખાએલાં માલમ પડે છે. વિદ્યાર્થીઓની ઉમર અને સમજ શક્તિના પ્રમાણમાં હરકોઈ વિષય ઉપર નાનાં મોટાં ઘણાં પુસ્તકો હોવાની જરૂર છે. આ પુસ્તક ગુજરાતી ત્રીજાથી સાતમાં ધોરણોમાં તથા અંગ્રેજી હલકા ધોરણોમાં ખાસ ઉપયોગનું થઇ પડે એવી મતલબથી લખવામાં આવ્યું છે.

વિદ્યાર્થીઓએ શહેરો અથવા બીજાં સ્થળોનાં નામ માત્ર ગોખી જવાં એ ભૂગોળ શીખવાનો મુખ્ય હેતુ નથી. તેઓએ દરેક દેશની અને મુખ્યત્વે કરીને સ્વદેશની તથા સ્વદેશ જોડે રાજ્યના અને વેપારના સંબંધ ધરાવનાર બધા દેશોની રાજનીતિ, વેપાર, લોકો અને પેદાશ સંબંધી જ્ઞાન ધ્યાન પૂર્વક મેળવવું જોઇએ. આ બધી હકીકત દેશોની અગત્યતાના પ્રમાણમાં આ પુસ્તકમાં આપવામાં આવી છે.

વળી વસ્તી, ક્ષેત્રફળ, પર્વતોની ઉંચાઈ વગેરેના આંકડા વિદ્યાર્થીની યાદશક્તિને બોજારૂપ થવા માટે નહિ પણ મુકાબલો કરવામાં ઉપયોગી થાય તેવા હેતુથી આપેલા છે.

ભૂગોળવિદ્યા શીખતી વખતે હંમેશાં નકશો પાસે રાખવો જોઇએ, જેથી અમુક સ્થળ અમુક દેશમાં કઇ દિશામાં છે તે સહેલાઇથી યાદ રહી શકે છે. માત્ર નામની માળા બોલી જનાર કરતાં નકશાના જ્ઞાન સહિત ભૂગોળ શીખનારને શિક્ષકે વધારે ઉત્તેજન આપવું જોઇએ.

તા. ૧ લી જાન્યુઆરી, સને ૧૯૧૪ }

લી૦
પ્રસિદ્ધ કર્ત્તાઓ,
મહેતા અને દોસી.

# अनुक्रमणिका.

# ભૂગોળ વિદ્યા.

## ભાગ ૧ લો.

---

**ભૂગોળવિદ્યા**—એ પૃથ્વીની સપાટીનું વર્ણન કરનારૂં શાસ્ત્ર છે.

**પૃથ્વી**—ગોળ દડા જેવી છે. તેનો પરીઘ ૨૪૮૫૬ માઇલ છે, અને તેનો વ્યાસ ૭૯૧૨ માઇલ છે. પૃથ્વીની સપાટીનું ક્ષેત્રફળ ૧૯૭૦૦૦૦૦૦ ચોરસ માઇલ છે.

પૃથ્વીના મધ્ય ભાગમાં થઇને ઉત્તર દક્ષિણ જનારી કલ્પિત લીટીને પૃથ્વીની **ધરી** કહે છે. તેના પર ૨૪ કલાકમાં એકવાર ફરે છે. અને તેથી વારાફરતી રાત અને દિવસ બને છે. એ ગતિને પૃથ્વીની **આહ્નિક** (દિવસની) ગતિ કહે છે.

ધરીના બે અંત્ય બિંદુને **ધ્રુવ** કહે છે. ઉત્તર બિંદુને **ઉત્તર ધ્રુવ** અને દક્ષિણ બિંદુને **દક્ષિણ ધ્રુવ** કહે છે.

પૃથ્વી એક વર્ષમાં સૂર્યની આસપાસ ફરી રહે છે, તેથી અનુક્રમે રૂતુઓ બને છે. આ ગતિને પૃથ્વીની **વાર્ષિક ગતિ** કહે છે.

બે ધ્રુવથી સરખે અંતરે પૃથ્વીની આસપાસ પૂર્વ-પશ્ચિમે જે મહદ વર્તુલ દોરેલું છે તેને **વિશુવવૃત** અથવા **ભૂમધ્યરેખા** કહે છે.

**અક્ષાંશ**—એ વિષુવવૃતથી કોઇ પણ જગ્યાનું ઉત્તર દક્ષિણ અંતર બતાવે છે.

**રેખાંશ**—એ ધ્રુવમાં થઇને પૃથ્વીની આસપાસ દોરેલી કલ્પિત લીટીઓ છે, જે વડે પૃથ્વીના પૂર્વ અને પશ્ચિમ ગોળાર્દ્ધ એવા બે ભાગ પડે છે.

હવાની ઉષ્ણતાના પ્રમાણમાં પૃથ્વીનાં ત્રણ કટીબંધ

પાડયાં છે. પૃથ્વીના સૌથી ગરમ ભાગને **ઉષ્ણ કટિબંધ** કહે છે. પૃથ્વીનો સૌથી ઠંડો ભાગ **શીત કટીબંધ** કહેવાય છે. અને પૃથ્વીના જે ભાગ અતિ ઉષ્ણ કે અતિ શીત નથી તેને **સમશીતોષ્ણ કટીબંધ** કહે છે.

પૃથ્વીની સપાટીના **જમીન** અને **જળ** એવા બે ભાગ છે. પૃથ્વીના $\frac{1}{4}$ ભાગમાં જમીન અને $\frac{3}{4}$ ભાગમાં પાણી છે.

---

## જમીનના વિભાગોની વ્યાખ્યાઓ.

**ખંડ**—જમીનનો ઘણો મોટો ભાગ જેમાં ઘણા દેશ સમાયેલા હોય તે.

**બેટ** (દ્વીપ કે ટાપુ)—ચારે તરફ પાણીથી ઘેરાએલો જમીનનો ભાગ.

**દ્વીપકલ્પ**—ત્રણ બાજુએ દરીઆથી ઘેરાયેલો જમીનનોભાગ.

**સંયોગીભૂમિ**—જમીનના બે મોટા ભાગને જોડનારી જમીનની સાંકડી પટી.

**ભૂશિર**—જમીનની અણી વધીને સમુદ્રમાં ગઈ હોય તે.

**પર્વત**—આસપાસની જમીન કરતાં ઘણો ઉંચો વધેલો જમીનનો ભાગ.

**જ્વાળામુખી પર્વત**—જે પર્વતના શિખરમાંથી બળતો રસ, અગ્નિ વગેરે નીકળતો હોય તે.

**ખીણ**—બે ડુંગરો કે પર્વતોની વચ્ચેના નીચા પ્રદેશને ખીણ કહે છે.

**ઘાટ**—પહાડમાં થઇને જવા આવવાના માર્ગને ઘાટ કહેછે.

**મેદાન**—જરા ઉંચી વધેલી સપાટ જમીન.

**રણ**—જમીનના જે ભાગમાં રેતી સિવાય બીજું કાંઇ ન હોય તે.

---

## પાણીના વિભાગોની વ્યાખ્યાઓ.

**મહાસાગર**—ખારા પાણીના ઘણા મોટા ભાગને **મહાસાગર** કહે છે.

**સમુદ્ર**—મહાસાગર કરતાં ખારા પાણીનો નાનો ભાગ.

**અખાત**—સમુદ્રનો ફાંટો લાંબો થઇને જમીનમાં ગયેલો હોય તે.

**ઉપસાગર**—પાંહોળા મોઢાવાળો અખાત.

**સામુદ્રધુની**—જળના બે મોટા ભાગ એટલે બે સમુદ્રને જોડનારો પાણીનો સાંકડો ભાગ.

**સરોવર**—ચારે તરફ જમીનથી ઘેરાએલો પાણીનો ભાગ. સરોવરથી નાનું હોય તે **તળાવ** કહેવાય છે.

**નદી**—મીઠા પાણીના પ્રવાહને નદી કહે છે. જ્યાંથી નદી નીકળે છે તેને નદીનું **મૂળ** કહે છે. અને જ્યાં તે મળે છે તેને **મુખ** કહે છે. નદીની પહોળાઇને **પટ** કહે છે. મોટી નદીને મળનારી નાની નદીને **શાખા** કહે છે. જે જગ્યાએ નદીઓ એક બીજીને મળે છે તેને **સંગમ** કહે છે. બે નદી વચ્ચેના પ્રદેશને **દુઆબ** કહે છે, અને પાંચ નદી વચ્ચેના પ્રદેશને **પંજાબ** કહે છે. નદી ઘણા મુખથી



દરીઆને મળે છે ને ત્યાં આવો આકાર થાય છે તેને **ત્રિકોણ પ્રદેશ** કહે છે.

---

## જમીન અને પાણીના મોટા ભાગ.

**જમીનના મોટા ભાગ**—પૃથ્વીના બે ભાગ પાડયા છે. ૧ **પૂર્વ** ગોળાર્ધ (જુની દુનીઆ) માં **એશિઆખંડ**, **યુરોપખંડ**, **આફ્રિકાખંડ** અને **ઓશિઆન્યાના** દ્વીપો આવેલા છે. ૨ **પશ્ચિમ** ગોળાર્ધ (નવી દુનીઆ) માં

અમેરિકાખંડ છે. તે કોલંબસે ઇ. સ. ૧૪૯૨ માં શોધી કાઢયો માટે તેને નવી દુનિઆ કહે છે.

**પાણીના મોટા ભાગ**—પાણીના પાંચ મોટા ભાગ કરેલા છે તે દરેકને મહાસાગર કહે છે.

**૧ પાસિફિક મહાસાગર**—એશિઆ અને અમેરિકાની વચ્ચે છે.

**૨ હિંદી મહાસાગર**—એશિઆની દક્ષિણે છે.

**૩ આટલાંટિક મહાસાગર**—અમેરિકાની પૂર્વે અને યુરોપ તથા આફ્રિકાની પશ્ચિમે છે.

**૪ ઉત્તર મહાસાગર**—ઉત્તર ધ્રુવની આસપાસ આવેલો છે.

**૫ દક્ષિણ મહાસાગર**—દક્ષિણ ધ્રુવની આસપાસ આવેલો છે.

**મનુષ્યની જાત**—**કાકેશિઅન, માંગોલિઅન,** અને **સિધી** એ ત્રણ જાતો દુનિઆમાં વસનારી ઘણી જાતોમાં મુખ્ય છે.

**કાકેશિઅન લોકો**—એશિઆના પશ્ચિમ ભાગ, યુરોપ, ઉત્તર આફ્રિકા અને અમેરિકાના મોટા ભાગોમાં વસે છે.

**માંગોલિયન** જાતના લોકો—ઇશાન કોણમાં રહે છે.

**સિધી** અથવા **હબશી** લોકો—આફ્રિકાના મોટા ભાગમાં વસે છે.

**ભાષા**—દુનિઆમાં આશરે ચાર હજાર ભાષાઓ બોલાયછે.

**ધર્મ**—**બૌધ** એ પૂર્વ એશિઆમાં ચાલે છે. **આર્ય-ધર્મ** હિંદુસ્તાનમાં ચાલે છે. **ઈસ્લામી ધર્મ** એ પશ્ચિમ **એશિઆ** અને આફ્રિકામાં ચાલે છે.

**ખ્રિસ્તી**—એ યુરોપ અને અમેરિકામાં ચાલે છે.

---

# ૧ मुंबई इलाको.

## सामान्य वर्णन.

**સીમાઃ**—આ ઇલાકાની વાયવ્ય, ઉત્તર અને ઇશાનની સરહદ પર **બલુચિસ્તાન, પંજાબ** અને **રજપુતસ્થાન** છે; પૂર્વની સરહદ પર **મધ્ય હિંદુસ્થાનનાં દેશી રાજ્યો, મધ્ય પ્રાંતો** અને **નિઝામનું** રાજ્ય છે; દક્ષિણે **મદ્રાસ ઇલાકો** અને **મ્હૈસુર** છે; અને પશ્ચિમે **અરબી સમુદ્ર** છે.

જે પ્રાંતનો ઉપરી અધિકારી ગવર્નર હોય છે, તે પ્રાંતને ઇલાકો કહે છે. આ મુંબઇ ઇલાકો અરબી સમુદ્ર પર લાંબો, સાંકડો પટી જેવો પ્રદેશ છે. અને એની રાજધાની **मुंबई** શહેર છે, તેથી એનું નામ મુંબઇ ઇલાકો પડયું છે; ગાયકવાડી રાજ્ય મુંબઇ ઇલાકાનો વિભાગ નથી. પણ આપણી પાસેનું રાજ્ય છે.

**કુદરતી વિભાગોઃ**—૧ ગુજરાત, ૨ કચ્છ, ૩ સિંધ, ૪ મહારાષ્ટ્ર અને ૫ કાનડા છે.

**રાજ્યકીય વિભાગોઃ**—આ ઇલાકાના રાજ્યકીય વિભાગો ચાર છે. પણ દેશી રાજ્યો તદન અળગા છે. ૧ ઉત્તર વિભાગ, ૨ સિંધ, ૩ મધ્ય વિભાગ, અને ૪ દક્ષિણ વિભાગ છે.

**પર્વતોઃ**—हाला પર્વત સિંધ દેશની પશ્ચિમની સરહદ પર છે. **विंध्याचळ, सातपुडो** ઉત્તર વિભાગની પૂર્વની સરહદ પર છે. **सह्यांद्रि** (પશ્ચિમઘાટ) તે દક્ષિણમાં ઉત્તર દક્ષિણ આવેલો છે. **मेथेरान** અને **महाबळेश्वर** નામનાં ઉંચાં શિખરો સહ્યાંદ્રિની પશ્ચિમે આવેલા રત્નાગિરિ કોલાબા, અને થાણા જિલ્લા "કોકણ" નામે ઓળખાય છે

એમાં આવેલા છે. गीरनार અને शेत्रुंजो એ બંને કાઠિઆવાડમાં છે.

**નદીઓ:**—सिंधु નદી સિંધ પ્રાંતમાં દાખલ થઇ દક્ષિણ તરફ વહી અરબી સમુદ્રમાં પડે છે. शेत्रुंजी; साबरमती; नर्मदा અને तापी એ અરબી સમુદ્રમાં પડે છે. गीदावरी નાશક પાસેથી અને कृष्णा મહાબળેશ્વરના પર્વતમાંથી નીકળી પૂર્વ તરફ વહે છે. બીજી तुंगभद्रा અને भीमा વગેરે છે.

**ધોધ:**—નદીનું પાણી પહાડ ઉપરથી અથવા ખડક ઉપરથી ધોધની માફક પડે છે, ત્યારે તેને ધોધ કહે છે. મુંબઇ ઇલાકામાં જોવા લાયક ધોધ બે છે. એક નર્મદા નદીનો सुरपाळનો અને બીજો गेरसप्पा નો દક્ષિણમાં છે.

**રણ:**—कच्छनुं रण મુંબઇ ઇલાકામાં કચ્છની ઉત્તરે છે. રણમાં વનસ્પતિ હોતી નથી. ચોમાસામાં રણમાં જ્યારે પાણી ફરી વળે છે ત્યારે કચ્છ એક ટાપુ બની જાય છે.

**મોટાં બંદરો**—સિંધમાં करांची, દક્ષિણમાં मुंबइ એ દુનિઆનાં સારાં અને મોટાં બંદરોમાંનું એક છે. [illegible] बंदर છેક દક્ષિણમાં છે.

**અખાત:**—कच्छनो अखात કચ્છની દક્ષિણે છે, खंभातनो अखात કાઠિઆવાડની પૂર્વે છે.

**દ્વીપકલ્પ:**—काठिआवाड.

**ભૂશિર**—मांझ કરાંચી પાસે, जगतपोइंट દ્વારકા પાસે, અને दीव કાઠિઆવાડની દક્ષિણે છે.

**સમુદ્ર:**—अरबी समुद्र.

**વસ્તી:**—મુંબઇ ઇલાકાની કુલ વસ્તી આશરે પોણાચાર કરોડની છે. તેમાં નાના દેશી રાજ્યોમાં ૭૪ લાખ,

લસા મુલકમાં ૧ કરોડ ૯૬ લાખ છે. આપણા ઇલાકાની મુખ્ય વસ્તી હિંદુ, મુસલ્લમાન તથા પારસી છે. વસ્તીનો પોણો ભાગ હિંદુ છે. મુસલમાનો હિંદુઓનો ચોથો ભાગ છે. અને પારસીની વસ્તી માત્ર ૮૦ હજારની જ છે. પણ તેઓ ચતુર, હોંશિયાર અને સાહસિક છે. મુંબઇમાં પારસીની વસ્તી વધારે છે, આ ઉપરાંત ખ્રિસ્તી, યાહુદી વગેરે છે. જંગલના ભાગોમાં ભીલ, કોળી, નાયકા વગેરે અનાર્ય જાત રહે છે.

**ધર્મ**:—મુખ્ય ધર્મ પાંચ છે. **૧ હિંદુ** ધર્મમાં સ્માર્ત્ત અને વૈષ્ણવ એવા બે મોટા સંપ્રદાય છે. સ્માર્ત્ત ધર્મવાળા શ્રીમચ્છંકરાચાર્યના અનુયાયી છે, વૈષ્ણવ ધર્મવાળા વિષ્ણુના ભક્ત છે. **૨ મુસલ્લમાની** ધર્મના લોકો મહમદ પેગમ્બરના અનુયાયી છે. **૩ જરથોસ્ત** પેગમ્બરના અનુયાયી પારસીઓ છે, અને તેઓ અગ્નિને પૂજે છે. **૪ જૈન ધર્મના** બે મુખ્ય વિભાગ છે. શ્વેતાંબરી અને દિગંબરી. શ્વેતાંબરી પારસનાથને આંગી ચઢાવે છે, પણ દિગંબરી આંગી ચઢાવતા નથી. **૫ ખ્રિસ્તી** ધર્મવાળા લોર્ડ જીસસક્રાઇસ્ટના અનુયાયી છે. તેમની સંખ્યા આ ઇલાકામાં બે લાખની છે; તેમાં ૨૦ હજાર યુરોપીઅનો છે, અને બાકીના દેશી ખ્રિસ્તી છે.

**ભાષાઓ**:—સિંધમાં **સિંધી**, કચ્છમાં **કચ્છી**, ગુજરાતમાં **ગુજરાતી**, મહારાષ્ટમાં **મરાઠી**, અને છેક દક્ષિણમાં **કાનડી** ભાષા બોલાય છે. કચ્છની અંદર અને કાઠિઆવાડના દરીઆ કિનારાપરના ભાગમાં કચ્છી ભાષા બોલાય છે. તે ગુજરાતી અને સિંધીનું મિશ્રણ છે, અને તે માત્ર બોલવાનાજ કામમાં આવે છે. મુસલ્લમાનોની સામાન્ય ભાષા ઉર્દુ છે. ગુજરાતમાંના કેટલાક મુસલ્લમાનો ગુજરાતી અને દક્ષિણના કેટલાક મરાઠી બોલે છે.

**ખનીજ**:—સિંધની પશ્ચિમમાં પહાડમાંથી **ફટકડી, ત્રાંબુ, સીસુ**, અને ગંધક નીકળે છે. અને ત્યાં માત્ર ફટકડીનો જ વેપાર છે. કાઠિઆવાડના ડુંગરમાંથી ઘર બાંધવા લાયક **પત્થર** પુષ્કળ નીકળે છે. તેથી પોરબંદર તરફ આવા પત્થરોનો વેપાર વધારે છે. રાજપીંપળાના ડુંગરમાંથી **અકીક**ના પત્થર નીકળે છે. અને તેને ખંભાતમાં પકવવામાં આવે છે, અને તેનાં બોરીઆં, એરીંગ, બટન બને છે. આરાસુરી પાસેથી **આરસ** નીકળે છે. પંચમહાલમાંથી **લોઢું** તથા **સંગેની** નીકળે છે, ધારવાડમાંથી **સોનું** અને **લોઢાની કાચી ધાતુ** નીકળે છે. દરીઆના અથવા કુવાના પાણીમાંથી **મીઠું** પકવવામાં આવે છે.

**ખેતી**:—સિંધમાં તૂલની આબાદીનો આધાર નદીના પૂર અને નહેર પર છે. ત્યાં મુખ્ય પાક ઘઉં, બાજરી, જુવાર અને ડાંગર છે. ઉત્તર વિભાગમાં ભરૂચ જિલ્લામાં **કપાસ**, ખેડા જિલ્લામાં **તંબાકુ**, અને પંચમહાલમાં **મકાઇ**નો પાક થાય છે. કપાસ અને ઘઉં કાળી જમીનમાં સારા થાય છે, તેથી ભરૂચ જિલ્લો, સુરત જિલ્લો અને મધ્ય વિભાગના અને દક્ષિણ વિભાગના જિલ્લાઓમાં કાળી જમીન છે. ત્યાં **કપાસ** અને **ઘઉં** એ મુખ્ય પાક છે. કોકણની પહાડી અને વરસાદવાળી ધરતીમાં મુખ્ય પાક ડાંગરનો છે. બાગાયત જમીનમાં **પાન, સોપારી, પીપર, કેળાં** વિગેરે થાય છે. નાળિએર અને સોપારી દરીઆ કીનારા પર થાય છે, કારણ કે આ બે ચીજને દરીઆ પાસેની જમીન બહુ માફક આવે છે.

**નહેરો**:—સિંધમાં મોટી નહેરો છે. કેટલેક ઠેકાણે નાની નહેરો છે, જેવી કે, અમદાવાદના પ્રાંતીજ તાલુકામાં હાથમતીની નહેર છે.

**હુન્નરો**:—સુતરાઉ કાપડ, રેશમી કાપડ અને મીઠું એ

ત્રણ ઉદ્યોગની મોટી ચીજો છે. અમદાવાદ અને મુંબઇમાં ઘણી મિલો હોવાથી પુષ્કળ સુતરાઉ કાપડ બને છે. અમદાવાદ, સુરત, નાશક અને પુનામાં રેશમી કાપડ વણાય છે. આ જિલ્લામાં રેશમ થતું નથી, પણ બહાર દેશથી આવે છે, તે વણવાના કામમાં આવે છે. વળી અમદાવાદમાં અને સુરતમાં સારો કસબ બને છે, તેથી ત્યાં સોનેરી ફીત અને કીનખાબ સારાં બને છે. સુરત હજુ હાથી દાંતનાં રમકડાં અને સુખડનાં નકશી કામો માટે પ્રખ્યાત છે. કચ્છ અને સિંધ રૂપા અને સોના પરના કોતર કામ માટે પ્રખ્યાત છે. નાશક અને પુનાનાં ત્રાંબા, પિત્તળનાં વાસણ વખણાય છે.

**વેપારના માર્ગો:**—મોટાં મોટાં શહેરો અને ગામોને રેલવેને લીધે વેપારની ઘણી સગવડ છે. ઉત્તર વિભાગમાં મોટી રેલવે **બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇંડિઆ** રેલવે છે, મધ્ય વિભાગમાં **ગ્રેટ ઇન્ડીઅન પેનીનસ્યુલા** રેલવે છે, અને દક્ષિણ વિભાગમાં **સધર્ન મરાઠા** રેલવે છે, કાઠિઆવાડમાં નાના માપની **ભાવનગર સ્ટેઇટ** રેલવે, **પોરબંદર, ગોંડલ, મોરબી** અને **ધ્રાંગધ્રા** એમ જુદા જુદા સ્ટેટોની જુદી જુદી રેલવેઓ છે. અને સિંધમાં કરાંચી બંદરેથી ઉત્તરે મુલતાન તરફ રેલવે જાય છે. અને કેટલેક ઠેકાણે પાકી અને કાચી સડકો બાંધેલી છે. દરીઆ કિનારા પરનાં શહેરોમાં વચ્ચે જળ માર્ગે વહાણોથી વેપાર ચાલે છે. આ ઇલાકામાં નદીઓ બહુ મોટી નથી, તેથી નદી માર્ગે વેપાર ચાલતો નથી. માત્ર નર્મદા, તાપી અને મહી નદીમાં મુખથી થોડે દૂર સુધી હોડીઓ ફરે છે.

**વેપાર:-નિકાસ:**—મિલોમાં બને છે તે સુતરાઉ કાપડ; અનાજ, તેલીબીઆં, ચામડાં, સણ, અને ગળી આપણા મુલકમાંથી પરદેશ જાય છે.

**આયાત:**—આપણા દેશમાં લોખંડનાં કારખાનાં નથી. તેથી લોખંડનો સામાન, ખાંડ, સુતરાઉ, ગરમ અને રેશમી કાપડ, કેરોસીન, કોલસા, કાચ, દવાઓ વગેરે પરદેશથી આવેછે.

**રાજ્યતંત્ર:**—આ ઈલાકામાં પાંચ વિભાગ છે. અને તે દરેકનો ઉપરી કમિશનર છે. એ બધા કમિશનરનો ઉપરી અધિકારી ગવર્નર સાહેબ છે, અને તે આખા ઇલાકાની દેખરેખ રાખે છે, નામદાર શહેનશાહના હુકમથી તેની નીમણુંક થાય છે, તે પાંચ પાંચ વર્ષ સુધી ચાલે છે. એમને રાજ્ય કારભારમાં મદદ કરવા બે મંડળ છે.

(૧) એગ્ઝીક્યુટિવ મંડળ આ ઇલાકાનું કારભાર ચલાવનારૂં મંડળ છે. કારભાર ચલાવનાર મંડળમાં ગવર્નર સાહેબ અને ત્રણ કારભારી મળી ચાર જણ છે, અને એ મંડળ મુંબઇ સરકારને નામે ઓળખાય છે, આ મુંબઇ સરકારને તાબે ખાતાના વડાઓ પણ છે.

( ૨ ) લેજીસલેટિવ મંડળ કાયદા કાનુન બાંધનારૂં મંડળ છે. આ મંડળ માત્ર કાયદાજ બાંધે છે, અને તે ઉપલા ચાર સભાસદ ઉપરાંત ૨૧ લોકોના ચુંટી કાઢેલા સભાસદો, ૨ સરકારે નીમેલા (એક્સ્પર્ટ) ખાસ માહીતી ધરાવનારા સભાસદો અને ૨૧ સરકારે નીમેલા સભાસદો હોય છે. સરકારે નીમેલા સભાસદો પૈકી સરકારની સંખ્યા આશરે ૧૪ હોય છે તેમજ એ એક્સ્પર્ટ સભાસદો સરકારી નોકર અથવા બીજા પણ હોઇ શકે છે. અને બાકીના સરકારના નીમેલા સભાસદ હોય છે. આ સભામાં આશરે ૪૮ સભાસદ હોય છે, સરકારી બધું કામકાજ સેક્રેટરિ ( આ ખાતાના ઉપરી અમલદાર ) તૈયાર કરી કારભારી મંડળ ઉપર મોકલી આપે છે.

ન્યાય ખાતાનો વહીવટ મુંબઇની હાઇકોર્ટના હાથમાં

છે. તે ગવર્નરથી સ્વતંત્ર છે. અને મુનસફો વગેરે ન્યાય-ખાતાના તમામ અધિકારીઓ ઉપર તે હાઇકોર્ટની સત્તા છે.

**દેશી રાજ્યો:**--દેશી રાજ્યોના બે વિભાગ છે.

(૧) હિંદી સરકારની દેખરેખ નીચેનાં દેશી રાજ્યો:--ગાયકવાડી રાજ્ય ઉપર દેખરેખ રાખવાનું કામ મુંબઇ સર-કાર પાસેથી ઇ. સ. ૧૮૭૫ માં લઇ હિંદી સરકારને સોં-પવામાં આવ્યું, અને તે વખતથી ત્યાં વાઇસરૉય તરફથી નીમેલો રેસીડેન્ટ રહે છે.

(૨) મુંબઇ સરકારની દેખરેખ નીચેનાં દેશી રાજ્યો:--એમાં વળી બે ભાગ છે. એક ભાગ મુંબઇ સરકારની દેખરેખ નીચે અને બીજો ભાગ કમિશનરની દેખરેખ નીચે છે. કાઠિઆવાડ, કચ્છ અને કોલ્હાપુર મુંબઇ સરકારની દેખ-રેખ નીચે છે. કમિશનરની દેખરેખ નીચેના રાજ્યોમાં જો એજન્સિ મોટી હોય છે, તો જુદો પોલિટિકલ એજન્ટ રહે છે, અને જો એજન્સિ નાની હોય તો પાસેના જિલ્લાનો કલેકટર તે એજન્સિનો પોલિટિકલ એજન્ટ કહેવાય છે. આ એજન્ટો રાજાને સલાહ આપે છે અને રાજાઓ રા-જ્યમાં સારો બંદોબસ્ત રાખે છે કે નહિ તેની દેખરેખ રાખે છે. એ ઉપરાંત તેઓ રાજા રજવાડામાંથી ખંડણી વસુલ કરી ગાયકવાડ અથવા બીજા જે સંસ્થાનને ભર-વાની હોય છે તેને ભરે છે. કોઇ રાજા, ઠાકોર, નવાબ વગેરે બાળ કુંવરને મૂકી મરી જાય છે, ત્યારે તેના સંસ્થા-નનો હવાલો પોલિટિકલ એજન્ટ લે છે, અને સંસ્થાનનું કામ સંભાળથી ચલાવી મરનાર દેવું મૂકી ગયો હોય તે અદા કરે છે.

**વિભાગ:**--અંગ્રેજના ખાલસા પ્રાંતો, એજન્સિઓ, દેશી રાજ્યો મળીને આ ઇલાકાના નીચે પ્રમાણે પાંચ વિભાગો પાડેલા છે.

| વિભાગો. | મુખ્ય શહેર. | શહેરની વસ્તી. |
|---|---|---|
| १ उत्तर विभाग अने गुजरात. | अमदावाद ... | २,१७,००० |
| काठिआवाड ... ... | राजकोट ... | ३८,००० |
| गायकवाडी राज्य ... | वडोदरा ... | ९९,००० |
| कच्छ ... ... ... | भुज ... ... | २६,००० |
| २ सिंध ... ... ... | करांची ... | १,५२,००० |
| ३ मुंबई ... ... ... | मुंबई ... ... | ९,७९,००० |
| ४ मध्य विभाग ... ... | पुना ... ... | १,५९,००० |
| ५ दक्षिण विभाग ... | बेलगाम ... | ३७,००० |

## १ उत्तर विभाग अने गुजरात.

થાણા જિલ્લો બાદ કરતાં આખો ઉત્તર વિભાગ, કાઠિઆવાડ એજન્સિ, ગાયકવાડનો મુલક અને કચ્છ એટલો મુલક મળીને ગુજરાત કહેવાય છે.

ઉત્તર વિભાગમાં નીચેના જિલ્લાઓ (ખાલસા મુલક) અને એજન્સિઓ આવેલાં છે.

| ખાલસા મુલક | એજન્સિઓ-દેશી રાજ્યો. |
|---|---|
| ૧ અમદાવાદ જિલ્લો. | ૧ પાલણપુર એજન્સિ. |
| ૨ ખેડા જિલ્લો. | ૨ મહિકાંઠા એજન્સિ. |
| ૩ પંચમહાલ જિલ્લો. | ૩ રેવાકાંઠા એજન્સિ. |
| ૪ ભરૂચ જિલ્લો. | ૪ ખંભાતનું રાજ્ય. |
| ૫ સુરત જિલ્લો. | ૫ સુરત એજન્સિ. |
| ૬ થાણા જિલ્લો. | ૬ જવાર સંસ્થાન. |

ઉત્તર વિભાગના કમિશનરના હાથ નીચે જિલ્લા દીઠ અકેક કલેક્ટર છે. એજન્સિઓમાં દેશી રાજ્યોના ઉપર દેખરેખ રાખવાને પોલીટિકલ એજન્ટ રહે છે, અને તેઓ પણ ઘણી બાબતમાં કમિશનરની દેખરેખ નીચે છે.

**રેવાકાંઠા** નાની એજન્સિ હોવાથી પંચમહાલ જિલ્લાના કલેક્ટર તાબે છે. **સુરત** પણ નાની એજન્સિ છે તેથી તે સુરતના કલેક્ટરને તાબે છે. **ખંભાત સંસ્થાન** ખેડાના કલેક્ટરની દેખરેખ નીચે છે અને **જવાર સંસ્થાન** થાણાના કલેક્ટરની દેખરેખ નીચે છે. આમાંનો થાણા જિલ્લો ગુજરાતને લગતો નથી, પણ દક્ષિણને લગતો છે.

**નદીઓ**:—ગુજરાતની પૂર્વે આવેલા વિંધ્યાચળના ફાંટાને આરાસુરના ડુંગરોમાંથી નીકળેલા ફાંટા દક્ષિણ તરફ જઈ મળે છે. આ ઉચ્ચ પ્રદેશના નૈઋત્ય તરફના ઢાળમાં થઈ **બનાસ, સરસ્વતી, સાબરમતી, મહી** વગેરે નદીઓ રણમાં કે ખંભાતના અખાતમાં જાય છે. ગુજરાતની પૂર્વે પણ વિંધ્યાચળ, સાતપુડા, અને સહ્યાદ્રિના છેડા મળી જાય છે. આ બીજા ઉચ્ચ પ્રદેશને ચીરીને **નર્મદા** અને **તાપી** એ બે મોટી નદીઓ પશ્ચિમ તરફ વહે છે. નર્મદાના પ્રદેશથી ઉત્તરના પહાડી જંગલોમાં મહુડો, સાગ, ખાખરો, લીંમડો એ મુખ્ય ઝાડ છે. તાપીના પ્રદેશમાં વડ, સાગ, ખેર અને આમલી એ મુખ્ય ઝાડ છે. કાઠિઆવાડનો ચારે તરફથી ચઢતો ઢાળ બર્ડા અને થાન સુધી ૭૦૦ ફુટ ઉંચો થાય છે. ત્યાંથી પશ્ચિમ તરફ જનારી **ભાદર** અને પૂર્વમાં જનારી **શેત્રુંજી** મુખ્ય છે. આ નદીઓના પ્રદેશ ફળદ્રુપ છે.

---

# (૧) ઉત્તર વિભાગ.

## ખાલસા મુલકો.

### ૧ અમદાવાદ જિલ્લો.

ઉત્તર વિભાગમાં સૌથી ઉત્તરમાં આવેલો જિલ્લો અમદાવાદ છે. અને તે ઉત્તર વિભાગમાં બધા જિલ્લાઓમાં સૌથી મોટો છે. આ જિલ્લો બધો એક જથે નથી. પણ

ઇશાનમાં **મોડાસા** પેટા મહાલ અને **પ્રાંતીજ** તાલુકો, ગાયકવાડી મુલક તથા મહીકાંઠા એજન્સિના મુલકથી જુદા પડ્યા છે. અને દક્ષિણમાં **ઘોઘા** પેટા મહાલ ભાવનગરનું રાજ્ય વચ્ચે આવવાથી જુદો પડ્યો છે. અમદાવાદ જિલ્લામાં ૭ તાલુકા છેઃ—**ઉત્તર દસક્રોઇ, દક્ષિણ દસક્રોઈ, વીરમગામ, પ્રાંતીજ, ધોળકા,** અને **ધંધુકા** અને ત્રણ પેટા મહાલ **મોડાસા સાણંદ** અને **ઘોઘા** છે. પેટા મહાલના ઉપરી અમલદારને મહાલકારી અને તાલુકાના ઉપરી અમલદારને મામલતદાર કહે છે.

**મુખ્ય શહેરોઃ-અમદાવાદ** (૨,૧૭,૦૦૦)ઇ. સ. ૧૪૧૨ માં ગુજરાતના સુલતાન અહમદશાહે વસાવ્યું હતું, અને પોતાના નામ પરથી એનું નામ અમદાવાદ રાખ્યું હતું. તે વખતમાં ગુજરાતની રાજધાનીનું નગર હતું. અને હાલ ઉત્તર વિભાગના કમિશનરનું તથા જિલ્લાના કલેકટરનું સદર સ્ટેશન છે. જુમામસજીદ, શાહ આલમનો રોજો, કાંકરીઉં તળાવ, હઠીસંગ શેઠનું દેહેરું વગેરે જુના વખતનાં ઘણાં જોવા લાયક મકાનો છે. આ શહેરમાં ૫૦ કરતાં વધારે મિલો છે, અને દીવાસળી બનાવવાની એક મિલ છે. કીનખાબ, રેશમી કાપડ, રેશમી કોરના ધોતીઆ અને મિલના સુતરાઉ કાપડના વેપારને માટે આ શહેર પ્રખ્યાત છે. અહીંથી દિલ્હી, મુંબઇ, ધોળકા, પ્રાંતીજ અને વઢવાણ તરફ રેલવે જાય છે અને રેલવેનું મોટું જંકશન છે.

**વીરમગામ** (૨૦,૭૦૦) તાલુકા ગામ છે. ત્યાં સિદ્ધરાજની મા મીનળદેવીનું બંધાવેલ મુનસર તળાવ છે. મુખ્ય વેપાર રૂનો છે. અહીં બે મિલો છે. તે મિલોના એજંટ શેઠ નગીનદાસભાઇએ ત્યાં એક હાઇસ્કુલ ઉઘાડી છે. **ખારાઘોડામાં** વડાગરૂં મીઠું પકવવામાં આવે છે. ત્યાંથી મીઠું લાવવાને ખાસ ખારાઘોડાથી વીરમગામ સુધી રેલવે બાંધી છે. **ધોળકા**

તાલુકા ગામ સુંઠ અને દાડમને માટે વખણાય છે. અહીં મીનલદેવીનું બંધાવેલું મલાવ તળાવ છે. મહાભારતમાં આવેલા વિરાટનગર તે આ ધોળકા છે. **ઘોઘા** અગાઉ તાલુકા ગામ હતું તેમજ નામીચું બંદર હતું. પણ ખંભાતના અખાતનો આ ભાગ પુરાઇ જવાથી વેપાર ભાંગી પડયો છે અને હાલ પેટા મહાલ છે. અહીંની હવા સારી ગણાય છે.

**તળાવઃ—મુનસર** વીરમગામ પાસે અને **મલાવ** તળાવ ધોળકા પાસે છે.

**નદીઃ—સાબરમતી** (માણેક નદી) **અંબાજી**ના પ્રખ્યાત ધામથી થોડેક છેટે અરવલ્લીના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે.

## ૨ ખેડા જિલ્લો.

ખેડા જિલ્લો અમદાવાદ જિલ્લાની દક્ષિણે અને પૂર્વે આવેલો છે. એનો મધ્ય ભાગ ચરોતર નામે ઓળખાય છે. અને તે ઘણોજ ફળદ્રુપ છે. આ જિલ્લાના સાત તાલુકા પાડવામાં આવ્યા છે. **કપડવંજ, ઠાસરા, આણંદ, નડિઆદ, મેમદાવાદ, માતર, બોરસદ.**

**શહેરોઃ—कपडवंज** (૧૩૧૦૦) તાલુકાગામ મોહર નદીપર આવેલું છે. અને કાચની ચીજો તથા સાબુને માટે પ્રખ્યાત છે. **लसुंद्रा** કપડવંજ તાલુકામાં ઉના પાણીના કુંડને માટે પ્રખ્યાત છે. **डाकोर** ઠાસરા તાલુકામાં જાત્રાનું ધામ છે. ત્યાં શ્રી રણછોડજીની મૂર્તિ છે, અને દર માણેકઠારી પુનેમે ત્યાં મેળો ભરાય છે. **नडिआद** (૨૭૧૦૦) આખા જિલ્લામાં મોટું ગામ છે. **वडताल** નડિઆદ તાલુકામાં સ્વામીનારાયણનું જાત્રાનું મુખ્ય ધામ છે. **खेडा** (૭૪૦૦) જિલ્લાનું મુખ્ય કિલ્લેબંધી ગામ **વાત્રક અને**

શેઢી નદીના સંગમ પર આવેલું છે. મેમદાવાદ સ્ટેશનથી ખેડા જવાની પાકી સડક છે. **મેમદાવાદ** ઇ. સ. ૧૪૭૯ માં મહમદ બેગડાએ વસાવ્યું હતું. **આણંદ** રેલવેનું જંક્સન છે. ત્યાંથી એક ગાડી ખંભાત તરફ અને બીજી ગોધરા થઇ રતલામ જાય છે.

**નદીઓઃ—સાબરમતી** અને **મહી.** કપડવંજથી ૧૫ માઇલ પર આવેલી **માજમ** નદીમાંથી અકીકના **પત્થર** નીકળે છે, એ પત્થર ખંભાત મોકલાવી ત્યાં તેને પકવી સાફ કરવામાં આવે છે.

**પાકઃ**—બાજરો, ડાંગર, તુવેર, કોદરા, બાવટો, વરિઆળી જીરૂં છે. અને તમાકુને માટે આ જિલ્લો ઘણો વખણાય છે.

## ૩. પંચમહાલ જિલ્લો.

પંચમહાલ જિલ્લો ખેડા જિલ્લાની પૂર્વે આવેલો છે. એની અંદર **ગોધરા, કાલોલ, હાલોલ,** ઝાલોદ, અને **દાહોદ** એમ પાંચ મહાલ આવવાથી એનું નામ પંચમહાલ પાડ્યું છે. **રેવાકાંઠા** એજન્સિના જંગલવાળા અને ડુંગરવાળા **બારીઆ**ના રાજ્યથી એના બે ભાગ પડયા છે. પશ્ચિમ ભાગમાં ગોધરા, કાલોલ, અને હાલોલ, અને પૂર્વ ભાગમાં ઝાલોદ અને દાહોદ આવેલા છે.

આ જિલ્લામાં **ગોધરા. દાહોદ** અને **કાલોલ** ત્રણ તાલુકા અને **હાલોલ** અને **ઝાલોદ** બે પેટા મહાલ છે.

**શહેરોઃ—ગોધરા** (૨૨૧૦૦) જિલ્લાનું મુખ્ય ગામ છે. એની પાસે ગોધરક નામે તળાવ છે. **હાલોલ** પાવાગઢની વાયવ્યમાં આવેલું છે. **દાહોદ** ઔરંગજેબની જન્મભૂમિ છે. પાસે છાબ નામે જુનું તળાવ છે. સિદ્ધરાજના વખતમાં જસમા ઓડણની સરદારી નીચે ઓડ લોકોએ

આ તળાવ બાંધ્યું હતું. **ચાંપાનેર** વનરાજે ચાંપા નામના મંત્રી પરથી તે ગામ વસાવી તેનું નામ ચાંપાનેર પાડયું હતું. હાલ તે ખંડિએર છે.

**પહાડઃ—પાવાગઢ** (૨૫૦૦ ફુટ) ગોધરાની દક્ષિણે આવેલો છે. ત્યાં ઉપર કાળીકા માતાનું જુનું દહેરૂં છે.

આ જિલ્લામાં મહુડાનાં ઝાડ ઘણાં છે. અને ભીલની વસ્તી પણ વધારે છે. **મુખ્ય પાક** મકાઇનો છે. **ખનીજ** સીસું, લોખંડ અને મેંગેનીઝ ડુંગરોમાંથી નીકળે છે.

## ૪. ભરૂચ જિલ્લો.

ભરૂચ જિલ્લો ખેડા જિલ્લાની દક્ષિણે ખંભાતના અખાત પર આવેલો છે. તેમાં રૂનો પાક ઘણો સારો થાય છે.

**ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ** અને **જંબુસર** તાલુકા છે. અને **હાંસોટ** પેટા મહાલ છે.

**શહેરોઃ—ભરૂચ** (૪૩૪૦૦) જિલ્લાનું મુખ્ય શહેર નર્મદા નદીને કિનારે પાધડી પને આવેલું છે. એમાં ભૃગુઋષિનો આશ્રમ હતો. બળિરાજાએ કરેલ યજ્ઞની જગ્યા અને ભૃગુઋષિનું દહેરૂં જોવા લાયક છે, **અંકલેશ્વર** તાલુકા ગામ અને રેલવે સ્ટેશન છે. નાંદોદથી જવાની નાની રેલવે છે. નાંદોદથી લાકડાં, વાંસ, મીણ, મધ જંગલની પેદાશ તથા કપાસ અહીં આવે છે. **માડભુત** નર્મદા નદી ઉપર નાનું ગામડું છે. ત્યાં ભાડભુતેશ્વર મહાદેવનું દહેરૂં છે. જ્યારે અધિક માસ ભાદરવા મહિનામાં આવે છે ત્યારે ત્યાં મોટી જાત્રા ભરાય છે. **શુક્લતીર્થ** ભરૂચથી પૂર્વે નર્મદાના કિનારા પર આવેલું નાનું ગામડું છે. અહીં દર કાર્તિકી પુનમે મેળો પાંચ દિવસ સુધી ભરાય છે. ત્યાં ૐકારેશ્વરની મોટી મૂર્તિ છે. શુકલતીર્થ પાસે કબીરવડ નામનો એક મોટો વડ છે.

**નદી:—નર્મદા** ખંભાતના અખાતને મળે છે, તેના ઉપર **ભરૂચ** શહેર છે, અને ત્યાંસુધી વહાણો આવી શકે છે.

## ૫. સુરત જિલ્લો.

સુરત જિલ્લો ગુજરાતની છેક દક્ષિણમાં આવેલો છે, આ જિલ્લાના ૫ તાલુકા **ઓલપાડ, ચોર્યાસી, જલાલપોર, વલસાડ અને પારડી** દરીઆપર આવેલા છે. અંદરના ત્રણ તાલુકા **ચીકલી, માંડવી અને બારડોલી** છે. તેમાં માંડવી અને બારડોલી તાલુકાને સુરત જિલ્લાના બીજા તાલુકાથી ગાયકવાડી મુલક જુદા પાડે છે.

**શહેરો:—સુરત** (૧૧૪૮૦૦) જિલ્લાનું મુખ્ય શહેર તાપી નદીપર આવેલું છે. ઇ. સ. ૧૬૮૭માં કંપની સરકારે મરાઠાઓના હુમલા તથા લુટફાટને લીધે સુરત બદલી મુંબઇ મુખ્ય સ્થળ રાખ્યું, ત્યાં સુધી સુરત આબાદ શહેર હતું. એના રેશમી કાપડ તથા કસબ કામને માટે તે પ્રખ્યાત છે, શહેરમાં ત્રણ મિલો છે. **વલસાડ** (૧૬૦૦૦) બંદર છે, અહીંથી અનાજ, ગોળ, ઇમારતી અને બાવળનાં લાકડાં અને ઈંટ બહારગામ મોકલવામાં આવે છે, વલસાડની પાસે **તીથલ** દરીઆ કિનારાપર હવા ખાવાનું સ્થળ છે. **ડુમસ** સુરતથી દશ માઇલ પર સચીન રાજ્યના તાબાનું ગામ દરીઆ કિનારે છે. અને તે હવાખાવાનું સ્થળ છે. **ઉદવાડા** પારડી તાલુકામાં પારસીઓનું જાત્રાનું ધામ છે. **હજીરા** ઓલપાડ તાલુકામાં તાપીના મુખ ઉપર હવા ખાવાનું સ્થળ છે. ત્યાં દીવાદાંડી પણ છે. **બહુધાન** માંડવી તાલુકામાં તાપી નદીના કાંઠે આવેલું જાત્રાનું ધામ છે. દર બાર વર્ષે સિંહસ્થ વર્ષમાં ત્યાં જાત્રા ભરાય છે. **રાંદેર** સુરત પાસે આવેલું જુનું જાણવાલાયક સ્થળ છે.

**પર્વત:—પારનેરાનો** ડુંગર વલસાડ પાસે છે. હાલ ત્યાં માતાનું દહેરૂં છે.

**નદીઃ—તાપી** મધ્ય પ્રાંતમાં આવેલા બીટલ જીલ્લામાંથી નીકળી ખંભાતના અખાતમાં પડે છે. એ નદીના મુખ આગળ સુરત મોટું શહેર છે અને ત્યાં સુધી વહાણુ આવે છે.

### ૬. થાણા જિલ્લો

થાણા જિલ્લો એ ઉત્તર વિભાગનો સૌથી દક્ષિણનો ભાગ છે. આ જિલ્લાના નવ તાલુકા કરવામાં આવ્યા છે. તેમાંના ડાહાણું, **માહીમ**, **વસઈ**, **સાષ્ટી** અને **ભીંવડી** દરીઆ કિનારે આવેલા છે. અને બાકીના ચાર **વાડે**, **શાહપુર**, **મુરવાડ** અને **કલ્યાણ** અંદરના ભાગમાં આવેલા છે.

**શહેરોઃ—થાણા** (૧૫૬૦૦) જિલ્લાનું મુખ્ય ગામ સાલસેટ (સાષ્ટી) બેટમાં આવેલું છે. મુંબઇ પાસે હોવાથી કેટલાક લોકો ત્યાં રહી હંમેશાં મુંબઇ જા આવ કરે છે. **વાંદરા** એ થાણા જિલ્લાનું નાકું છે. તે મુંબઇથી નવ માઇલ છે. વાંદરા મૂકયા પછી **માહીમ** આવે છે તે મુંબઇનો ભાગ છે. **વસઇ** તાલુકા ગામ છે. ત્યાં પાન, શેરડી, કેળાં થાય છે. **બોરીવલી** સ્ટેશનથી દોઢ માઇલ પર **કેનેરી** ગુફા જોવા લાયક છે. **કલ્યાણ** ઘણું જુનું શહેર છે. અહીંથી જી. આઇ. પી. રેલ્વેનો ફાંટો નાશક તરફ જાય છે.

**પર્વતઃ—સહ્યાદ્રિ** પર્વત પૂર્વ તરફ આવેલો છે.

**બેટઃ—સાલસેટ** (સાષ્ટી)

અહીંના બ્રાહ્મણ ઔદિચ્ય કહેવાતા નથી પણ તેઓ ચિત્તપાવન અથવા કોકણસ્થ કહેવાય છે. લોકો મરાઠી ભાષા બોલે છે. અહીં ડાંગરનો પાક વધારે છે. ભાયંદર અને વસઇ ગામ આગળ મીઠું પકવવામાં આવે છે.

---

## એજન્સિઓ-દેશી રાજ્યો.

ઉત્તર વિભાગના પડોશમાં ત્રણ તરેહનાં દેશી રાજ્યો છે. (૧) કેટલાક દેશી રાજ્યો અથવા એજન્સિઓ (પાલ-

નપુર, મહીકાંઠા વગેરે.) આપણા ઉત્તર વિભાગના કમિશનરની દેખરેખ નીચે છે. (૨) કાઠિઆવાડની મોટી એજન્સિ ગવર્નરના તાબાના એજંટ ટુ ધી ગવર્નરની દેખરેખ નીચે છે. (૩) ગાયકવાડી રાજ્ય હિંદુસ્તાનના ઉપરી વાઈસરોયની દેખરેખ નીચે છે, અને તેની વરતી રેસિડેન્ટ વડોદરામાં રહે છે. આ ગાયકવાડી રાજ્યનો મુલક આ ઉત્તર વિભાગની સાથે ચાર કકડામાં વહેંચાયેલો સેળભેળ થઈ ગયેલો છે.

---

## એજન્સિઓ.

### ૧. પાલણપુર એજન્સિ.

ગુજરાતમાં છેક ઉત્તર ભાગમાં આવેલી મોટામાં મોટી એજન્સિ **પાલણપુર** છે. તેમાં નાનાં મોટાં ૧૩ રાજ્યો છે, તેમાં **પાલણપુર** અને **રાધનપુર** એ બે મુખ્ય રાજ્યો છે.

(૧) **પાલણપુરનું** મુસલમાની રાજ્ય સૌથી ઉત્તરમાં આવેલું છે, ત્યાંના રાજા દિવાન તરીકે ઓળખાય છે. અને તેની રાજધાનીનું શહેર **પાલણપુર** (૧૯,૨૦૦) છે. **ડીસા** અંગ્રેજી લશ્કરનું સ્થળ પાલણપુર ગામની પશ્ચિમે ૧૮ માઈલપર આવેલું છે.

(૨) **રાધનપુર** એ પાલણપુર એજન્સિમાં બીજું મોટું રાજ્ય છે. તેની રાજધાની **રાધનપુર** (૧૧૫૦૦) છે. ત્યાંના રાજાને નવાબ કહે છે, એની મુખ્ય નિકાસ–સુરોખાર છે.

આ ઉપરાંત **વાવ, થરાદ** વગેરે બીજાં નાનાં રાજ્યો છે.

**વેપારનાં સ્થળોઃ**—**પાલણપુર, રાધનપુર** અને **મુંજપુર** છે.

**નદીઓઃ**—**સરસ્વતી** પવિત્ર નદી મનાય છે અને બીજી **બનાસ** છે.

**નિકાસઃ**—સુરોખાર, અનાજ, સરસવ, તલ, કપાસ, ચંપા અને કેવડાનું અત્તર છે.

આ એજન્સિનો સર્વથી ઉપરી અમલદાર પોલિટિકલ એજન્ટ પાલણપુરમાં રહે છે. એજન્સિનું કેટલુંક કામકાજ ઉત્તર વિભાગના કમિશનરની મારફતે ચાલે છે અને બાકીનું કામકાજ ગવર્નર સાહેબ જોડે બારોબાર ચાલે છે.

## ૨. મહીકાંઠા એજન્સિ.

ગુજરાતના ઈશાન ભાગની સરહદ પર આવેલાં ૬૩ રાજ્યોનો સમૂહ મહીકાંઠા એજન્સિ નામે ઓળખાય છે. તેમાં ઇડર અને દાંતાનાં રાજ્યો મુખ્ય છે.

(૧) ઇડરનું રાજ્ય મોટું છે તેમાં **ईडर** (૪૮૦૦) રાજધાની છે, અને ત્યાં રાઠોડ રજપુત રાજા રહે છે. **अहमदनगर** અમદાવાદના સુલતાન અહમદશાહે ઇડરના રાજાને દાબમાં રાખવાને માટે ઇ. સ. ૧૪૨૭ માં વસાવ્યું હતું. એનું અસલ નામ અહમદશાહના નામ ઉપરથી અહમદનગર છે. ત્યાં પત્થર નીકળે છે. ત્યાંના ડુંગરાની તળેટીમાં મહુડા, આંબા, રાયણ વગેરે ઝાડોનાં જંગલ આવેલાં છે. **પેદાશ**—અનાજ, તલ, સાબુ, અફીણ અને શેરડી છે.

(૨) **દાંતાનું** નાનું રાજ્ય અંબાજી માતાના દેહરા અને આરાસુર પહાડને લીધે પ્રખ્યાત છે. ત્યાંનો રાજા પરમાર રજપુત છે.

આ બે ઉપરાંત **પેથાપુર, વડાળી, ભાલુસણા,** વગેરે બીજાં નાનાં રાજ્યો છે.

**નદીઓ:—सावरमती, वात्रक, हाथमती, खारी, सरस्वती,** વગેરે નદીઓ નૈઋત્ય તરફ વહે છે.

હાથમતીનું પાણી અહમદનગરની ઉત્તરે બંધ બાંધી ખેતીવાડીને પૂરૂં પાડવામાં આવે છે. લોકોનો ઘણો ભાગ કોળી અને ભીલ છે. અને તેઓ જંગલી અવસ્થામાં રહે છે. આ એજન્સિનો વહીવટ ચલાવવા એક પોલિટિકલ એજ-

ન્ટ સાદરામાં રહે છે. તેનું થોડું કામકાજ ઉત્તર વિભાગના કમિશનર મારફત અને બાકીનું કામ ગવર્નરની જોડે બારોબાર કરવામાં આવે છે,

**મુખ્ય પેદાશઃ**—બાજરી, મકાઇ, ઘઉં ચણા, તલ અને રૂ છે.

## ૩. રેવાકાંઠા એજન્સિ.

આ એજન્સિ ગુજરાતની પૂર્વે છે, અને એમાં ૬૨ નાનાં રાજ્યો છે. એમાંનાં કેટલાંક રાજ્યો **રેવા** ( નર્મદા ) નદીપર આવેલાં છે તેથી એ રેવાકાંઠા એજન્સિ નામથી ઓળખાય છે. અને એમાં પાંચ મોટાં રાજ્યો આવેલાં છે.

(૧) **રાજપીપળાનું** રાજ્ય બધા રાજયમાં મોટું છે. એની રાજધાનીનું નગર **નાંદોદ** (૧૧૬૦૦) કરજેણ નદી પર આવેલું છે. ત્યાં એક હાઇસ્કૂલ છે. રાજા ગોહીલ રજપુત જાતનો છે. અને તેણે પોતાના રાજ્યમાં રેલવે બાંધી છે. અંકલેશ્વર અથવા મિયાંગામથી નાંદોદ જવાય છે.

(૨) **છોટાઉદેપુરના** રાજ્યમાં **છોટાઉદેપુર** ગામ છે.

(૩) **બારીઆના** રાજ્યમાં **બારીઆ** ગામ છે.

(૪) **લુણાવાડાનું** રાજ્ય સોલંકી રજપુત રાજાના તાબામાં છે. એની રાજધાની **લુણાવાડા** છે.

(૫) **વાડાશિનોર** નામના નાના રાજયનો નવાબ મુસલમાન છે અને તે બાબી કુટુંબનો છે, તેની રાજધાની **વાડાશિનોર** છે. અને **સુંથનું** નાનું રાજ્ય પરમાર જાતના રજપુતના તાબામાં છે.

**પર્વતઃ**—આ એજન્સિમાં ડુંગરાની બે મોટી હાર આવેલી છે. તેમાં એક દક્ષિણમાં **રાજપીપળાના** ડુંગર નામે ઓળખાય છે. અને તે સાતપુડાના પશ્ચિમ તરફના છેડાના ભાગો છે. અને બીજી હાર એજન્સિના મધ્ય ભાગમાં આવેલી છે, અને તે વિંધ્યાચળ પર્વતના છેડા છે.

**નદીઓ:--** **મહી** અને **નર્મદા** એ બે મોટી નદીઓ આ એજન્સિમાં વહે છે.

પંચમહાલ જિલ્લાનો કલેકટર આ એજન્સિનો પોલિટિકલ એજન્ટ છે. અને **ગોધરા** એ કલેકટરનું સદર સ્ટેશન છે. છોટાઉદેપુર અને બારીઆ એ બે રાજ્યો ચોહાણ રજપુતોનાં છે.

**મુખ્ય પાક**--ડાંગર, જુવાર, રૂ, મકાઈ અને ચણા છે.

## ૪. ખંભાતનું રાજ્ય.

ખંભાત એ ખેડા જિલ્લાની પશ્ચિમે અને મહી નદીની ઉત્તરે આવેલું નાનું મુસલમાની રાજ્ય છે. રાજધાનીનું નગર **ખંભાત** (૨૮,૦૦૦) (જુનું-નામ સ્તંભાવતી) છે. આગળ તે ઘણુંજ માતબર શહેર હતું. આ રાજ્યનો પોલિટિકલ એજન્ટ ખેડા જિલ્લાનો કલેકટર છે. રાજા મોગલ જાતનો મુસલમાન છે. અહીં શેતરંજી તથા હાથના વણાટનું સુતરાઉ કાપડ સારૂં બને છે. રાજપીપળા વગેરે ભાગો તરફથી અકીકના પત્થર આવે છે. તે પકવી તેનાં બોરીઆં, એરીંગ વગેરે બનાવવાનો અહીં મોટો હુન્નર ચાલે છે. હાલનો દરીઓ પાંચ માઈલ દુર જવાથી બધો વેપાર ભાંગી ગયો છે.

## ૫. સુરત એજન્સિ.

સુરત જિલ્લા પાસે આવેલાં **સચીન**, **વાંસદા** અને **ધરમપુર** એ ત્રણ નાનાં રાજ્યો સુરત એજન્સિ નામે ઓળખાય છે. અને સુરત જિલ્લાનો કલેકટર આ ત્રણ રાજ્યનો પોલિટિકલ એજન્ટ ગણાય છે. હાલ ડાંગના જંગલનું રાજ્ય આ કલેકટરને સોંપવામાં આવ્યું છે.

(૧) **સચીન**નું રાજ્ય મુસલમાની છે. અને ત્યાંના રાજાને નવાબ કહે છે. સચીન તાબાનાં ગામો ચોરાસી તાલુકામાં વિખરાએલાં છે. એ રાજ્યની રાજધાની **સચીન**

છે. સચીન તાબાનું **ડુમસ** ગામ દરીઆ કિનારે હવા ખાવાનું સ્થળ છે. મુખ્ય પેદાશ કપાસ, જુવાર, ડાંગર અને શેરડી છે.

(૨) **ધરમપુરની** રાજધાની **ધરમપુર** છે. રાજ્યમાં જંગલો હોવાથી ઈમારતી લાકડાંનો મોટો વેપાર છે. ધરમપુરથી વલસાડ જવાની પાકી સડક છે. ધરમપુરથી નાશક જવાનો પણ એક રસ્તો છે. રાજા સિસોદીઆ જાતના રજપુત છે. ત્યાં એક હાઈસ્કૂલ છે. મુખ્ય નિકાસ—શેરડી કઠોર ડાંગર, નાગલી અને ઇમારતી લાકડાં છે.

(૩) **વાંસદા** રાજ્યની રાજધાનીનું નગર **વાંસદા** છે. તે બીલીમોરાથી પૂર્વે છે. બીલીમોરાથી વાંસદા જવાની પાકી સડક છે. વાંસદાના રાજા સોલંકી રજપુત છે. એમાં જંગલ હોવાથી ઇમારતી લાકડું થાય છે. **મુખ્ય ઉપજ**—નાગલી, કોદરા, તલ, ડાંગર, કઠોળ અને જુવાર છે. એ રાજ્યની સરહદપર વાંસદાની ઉત્તરે ઉનાઇ નામનો ઉના પાણીનો કુંડ છે. દર વર્ષે ચૈત્રીપુનમે અહીં જાત્રા ભરાય છે. આખું વર્ષ એ કુંડમાં ઉનું પાણી રહે છે, પણ ફક્ત જાત્રાને દિવસે પાણી ઠંડું નહાવા જેવું હોય છે. આ કુંડ આગળ બ્રિટિશ, ગાયકવાડી અને વાંસદા એ ત્રણે રાજ્યોની સરહદ મળે છે તેથી મેળા વખતે ત્રણે રાજ્યો તરફથી ત્યાં બંદોબસ્ત રાખવામાં આવે છે.

(૪) **ડાંગનું** રાજ્ય તદ્દન જંગલનો પ્રદેશ છે. મુખ્ય પેદાશ જંગલની છે. ભીલો પોતાને સારૂં ડુંગરોપર જુવાર, બાજરી, બટાટા અને ઘઊં વાવે છે.

## ૬. જવાર સંસ્થાન.

આ સંસ્થાન થાણા જિલ્લામાં આવેલું છે. અને અહીંનો પોલિટિકલ એજન્ટ થાણાનો કલેકટર છે. રાજા કોળી જાતનો છે. તેમાં જંગલો અને ડુંગરો આવેલા છે મુખ્ય પેદાશ—નાગલી, ડાંગર, બાવટો અને કઠોળ છે.

---

## (૨) કાઠિઆવાડ એંજન્સિ,

કાઠિઆવાડ એજન્સિ અરબી સમુદ્રની અંદર બહાર પડતો હાલ દ્વીપકલ્પ છે. એનું જુનું નામ સૌરાષ્ટ (સોરઠ) છે. જુનાગઢ, દીવ અને કોડીનારનો મુલક આજે પણ સોરઠ નામે ઓળખાય છે. કાઠિઆવાડ નામ કાઠી નામના રજપુતોપરથી પડયું છે, અને તેઓના સંસ્થાનો ઝાલાવાડના મધ્ય ભાગથી તે જુનાગઢની દક્ષિણ સીમાસુધી આવેલાં છે. ગાયકવાડનો અમરેલી પ્રાંત અને ઓખામંડળ, ફિરંગીનું દીવ અને અંગ્રેજોનો ધંધુકા તાલુકો અને ઘોઘા પેટામહાલ આ દ્વીપકલ્પમાં આવેલા છે. તે ઉપરાંત તેમાં ૧૯૩ નાનાં રાજ્યો છે. એમાંનાં **जुनागढ, नवानगर, भावनगर, ध्रांगध्रा, मोरबी, गोंडल, पोरबंदर,** અને **जाफराबाद.** એ આઠ પહેલા વર્ગનાં છે. **વાંકાનેર, પાલીતાણા ધ્રોળ, લીંબડી, રાજકોટ,** અને **વઢવાણ** એ ૭ બીજા વર્ગનાં રાજ્યો છે. અને **વળા, લખતર, બાટવા, જસદણ, સાયલા, ચુડા, જેતપુર** એ સાત ત્રીજા વર્ગનાં છે, અને બાકીનાં બધાં નાનાં રાજ્યો છે. બધા રાજ્યોની દેખરેખ સારૂ ગવર્નર તરફથી એજન્ટ ટુ ધી ગવર્નર **રાજકોટ**માં રહે છે. એના હાથ નીચે બીજા ચાર અમલદાર છે. અને તે દરેકને પોલિટિકલ એજન્ટ કહે છે. તે દરેકના તાબામાં કાઠિઆવાડનો એકેક પ્રાંત છે. કાઠિઆવાડના ચાર પ્રાંતનાં નામ **હાલાર, ઝાલાવાડ, ગોહિલવાડ** અને **સોરઠ** છે. અને **રાજકોટ, વઢવાણ, સોનગઢ** અને **જેતલસર** પ્રાંતોના પોલિટિકલ એજન્ટનાં સદર સ્ટેશનો છે. કાઠિઆવાડ વગેરે બધી એજન્સિઓના રાજા ગાયકવાડ અને અંગ્રેજ સરકારને ખંડણી આપે છે. ગાયકવાડની ખંડણી અંગ્રેજ સરકાર ઉઘરાવી તેને મોકલી આપે છે.

હમણાં કાઠિઆવાડમાં ત્રણ પ્રકારનાં રાજ્યો છે. (૧) એજંટ ટુ ધી ગવર્નરની સત્તા નીચેની કાઠિઆવાડ એજન્સી જેના ઉપર કહ્યા મુજબ ચાર પ્રાંતો કરવામાં આવ્યા છે. (૨) ગાયકવાડ સરકારનો અમરેલી પ્રાંત. (૩) પોર્ટુગીઝ સરકારનું દીવ. તેથી નીચે પ્રમાણે રાજકીય વિભાગો છ પડે છે.

(૧) હાલાર પ્રાંત. (૪) સોરઠ પ્રાંત.
(૨ ઝાલાવાડ પ્રાંત. (૫) અમરેલી પ્રાંત.
(૩) ગોહિલવાડ પ્રાંત. (૬) દીવ.

## પ્રાંતો અને શહેરો.

(૧) **હાલારપ્રાંત—નવાનગર** (૫૪૦૦૦) કંકુ તથા રેશમી અને કસબના ભરત કામને માટે પ્રખ્યાત છે. ત્યાંના રાજા કાઠિઆવાડના જાડેજા રજપુતોમાં ઉત્તમ ગણાય છે અને તે જામ કહેવાય છે. એના નામપરથી તે જામનગર પણ કહેવાય છે. **ખંભાળીયા**માંથી તાંબુ નીકળે છે. **મોરબી**—(૧૪૯૦૦) મચ્છુ નદીપર છે. એનો રાજા જાડેજા રજપુત છે. ત્યાં એક હાઇસ્કૂલ છે. **ગોંડલ**—(૧૫૧૦૦) ના રાજા જાડેજા રજપુત છે. ત્યાં ગરાશીયા કોલેજ તથા હાઇસ્કૂલ છે. **વાંકાનેર**માં હાઇસ્કૂલ છે. **રાજકોટ** (૨૬૪૦૦)માં રાજકુમાર કોલેજ, હાઇસ્કૂલ, ઉદ્યોગશાળા અને બે ટ્રેનિંગ કૉલેજો છે. અને એજંટ ટુ ધી ગવર્નરનું સ્થાન છે અને **ધ્રોળ**.

(૨) **ઝાલાવાડ પ્રાંત—ધ્રાંગધ્રા** (૧૪૯૦૦)ના રાજા ઝાલા રજપુત છે. ત્યાં એક હાઇસ્કૂલ છે. લીંબડી, વઢવાણ અને વાંકાનેર એ ત્રણ રાજ્યો ધ્રાંગધ્રાની શાખા છે. **લીંબડી** (૧૧૦૮૯) માં હાઇસ્કૂલ છે. **વઢવાણ** (૧૫૫૦૦)માં હાઇસ્કૂલ છે. અને તેની પાસે **વઢવાણ કેમ્પ** છે તેમાં પોલિટિકલ એજન્ટનું સ્થાન છે. અને ત્યાં તાલુકદારી ગરાસીઆ સ્કૂલ છે.

(૩) **ગોહિલવાડ પ્રાંત—ભાવનગર** (૬૦૦૦૦) ઈ. સ. ૧૭૪૨માં ભાવસિંગે વસાવ્યું હતું. ત્યાં **શામળદાસ** કૉલેજ, હાઇસ્કૂલ અને બે મિલ છે. અહીંનો ઘણો વેપાર દરીઆની ખાડી રસ્તે ચાલે છે. **પાલીતાણા** શેત્રુંજાના ડુંગરને લીધે પ્રખ્યાત છે. **સોનગઢ**માં પોલિટિકલ એજન્ટ રહે છે.

(૪) **સોરઠ પ્રાંત—જુનાગઢ** (૩૫૪૦૦)માં મુસલમાની રાજ્ય છે. તેમાં હાઇસ્કૂલ, બહાઉદ્દીન કૉલેજ, ઉપરકોટ, નવાબ સાહેબનો મહેલ વગેરે જોવા લાયક મકાનો છે. એની પાસે **ગીરનાર** પર્વત હિંદુ તથા જૈનોનું જાત્રાનું ધામ છે. **સોમનાથ પાટણ** જુનાગઢના રાજ્યમાં દરીઆપર જુનું શહેર છે. અહીં સોમનાથ મહાદેવનું દહેરૂં છે. તે મહમદ ગીજનીએ તોડી નાંખ્યું હતું. હાલ તે ખંડિએર છે. **પોરબંદર** (૨૪૮૦૦) દરીઆ કિનારાપર બંદર છે. આ જગ્યાએ સુદામાપુરી હતી એમ કેટલાક કહે છે. અહીંથી મુંબઇ, સુરત, અમદાવાદ વગેરે જગ્યાએ પત્થરો મોકલવામાં આવે છે રાજા જેઠવા રજપુત જાતના છે. **જાફરાબાદ**ના રાજકર્તા સીદી છે. તેઓ જજીરા સંસ્થાનના નવાબને તાબે છે. **જેતલસર**માં પોલિટિકલ એજન્ટ રહે છે.

(૫) **અમરેલી પ્રાંતઃ**—ગાયકવાડી રાજ્યનો **અમરેલી પ્રાંત** કાઠિઆવાડમાં આવેલો છે અને તે ત્રણ કટકે વેંચાએલો છે. મોટો ભાગ સોરઠની પૂર્વે છે. ત્યાંની મુખ્ય પેદાશ રૂ છે. બાકીના બે કડકામાં એક **કોડિનાર** સોરઠની દક્ષિણે દીવની પાસે છે. અને બીજો **ઓખામંડળ** પેટા મહાલ વાયવ્ય ખૂણાપર છે તેમાં **દ્વારકા** બંદર છે. અને તે હિંદુઓનું જાત્રાનું ધામ છે. **શંખોદ્ધાર** બેટ નામનો ટાપુ કચ્છના અખાતમાં આવેલો છે. બેટપર ઘણાં જુનાં મંદિર છે અને એ જાત્રાનું ધામ છે. ગાયકવાડ સરકાર તરફથી એક સૂબો અમરેલીમાં રહે છે.

( ૬ ) **દીવ**—પોર્ટુગીઝ સરકારના તાબાનો **દીવ** બેટ કાઠિઆવાડના દક્ષિણ કિનારાપર છે ત્યાંના ભાવસારો કપડાં છાપવાનું કામ સારૂં જાણે છે. આ બેટનો વહીવટ ચલાવવા પોર્ટુગીઝ સરકાર તરફથી ગવર્નર આવે છે તે દીવમાં રહે છે. તેના તાબે ૮ ગામ છે.

**દમણ** સુરત જિલ્લાની દક્ષિણે છે. દમણ તાબાનો **નગરહવેલી** તાલુકો ઘણો ફળદ્રુપ છે અને તેમાં મુખ્ય પેદાશ–ડાંગર, ઘઉં, નાગલી, કઠોળ અને તમાકુ છે.

**બંદરો:–ભાવનગર, દીવ, જાફરાબાદ, વેરાવળ, પોરબંદર** અને **દ્વારકા** એ મુખ્ય બંદરો દરીઆ કિનારાપર છે.

**પર્વતઃ—ગીરનાર** જુનાગઢની પાસે હિંદુ તથા જૈનનાં સુંદર દહેરાં માટે પ્રખ્યાત છે. **શેત્રુંજો** ( ૧૫૦૦ ફુટ ) પાલીતાણા પાસે જૈનનાં સુંદર દહેરાં માટે તથા જૈન લોકોના જાત્રાના સ્થળ તરીકે પ્રસિદ્ધ છે. **ગીરના** ડુંગરો સોરઠના દક્ષિણ ભાગમાં છે, અહીં તુળસીસ્યામ જાત્રાનું ઠેકાણું છે, અને ત્યાં ઉના પાણીના કુંડ છે. **બર્ડા** પર્વત હાલાર અને બર્ડાની વચ્ચે નવાનગરના રાજ્યની અંદર આવેલો છે અને તેમાં વાંસની પેદાશ બહુ થાય છે.

**નદીઓ—ભાદર** જસદણ પાસેના ચોટીલા ડુંગરમાંથી નીકળી **નવીબંદર** આગળ અરબી સમુદ્રને મળે છે. **શેત્રુંજી** ગીર પર્વતમાંથી નીકળી અમરેલી મહાલમાં વહીને પાલીતાણા પાસે થઈ, ખંભાતના અખાતમાં પડે છે.

**રેલવેઓ**—ધ્રાંગધ્રાથી વઢવાણ અને ધોળે થઇ ભાવનગર જાય છે, વળી શેત્રુંજા જવા માટે સિહોરથી પાલીતાણા સુધી એક ફાંટો કાઢેલો છે અને બોટાદથી જસદણ સુધીનો એક બીજો ફાંટો કાઢેલો છે. એક ફાંટો ધોળેથી પોરબંદર સુધી જાય છે. એક રેલવે વેરાવળથી જેતલસર તથા રાજકોટ થઈ જામનગર સુધી જાય છે. મોરબી રેલવે વઢવાણથી રાજકોટ જાય છે. આ રેલવેઓ દેશી રાજાઓએ બાંધેલી છે.

**ખેતીની પેદાશ**—બાજરી, જુવાર, ઘઉં, કઠોળ અને તલ છે.

**નિકાસઃ**—પોરબંદરી પત્થર, ઘી, રૂ અને તેલીબીઆં છે.

---

## (૩) ગાયકવાડી રાજ્ય.

**પ્રાંતો**—આ રાજ્ય ચાર ભાગમાં ગુજરાતમાં વહેંચાઇ ગએલું છે. (૧) **વડોદરા પ્રાંત** ભરૂચ જિલ્લાની પૂર્વે, (૨) **કડી પ્રાંત** અમદાવાદ જિલ્લાની ઉતરે, (૩) **નવસારી પ્રાંત** સુરત જિલ્લાની પૂર્વે અને (૪) **અમરેલી પ્રાંત**, કાઠિઆવાડમાં જુદે જુદે ઠેકાણે વહેંચાએલો છે. અને તેનો પેટા મહાલ **ઓખામંડળ** છે. અને તે વાયવ્યમાં દરીઆ કિનારાપર આવેલો છે.

**શહેરોઃ—વડોદરા** (૯૯૩૦૦) રાજ્યધાનીનું નગર છે. ચંદન રાજાએ તે વસાવ્યું હતું અને પોતાના નામ પરથી એનું નામ ચંદનાવતી રાખ્યું હતું. તેમાં કૉલેજ, ન્યાય મંદિર, રાજાના મહેલો, સંગ્રહસ્થાન, બાગ, વગેરે જોવા લાયક સ્થળો છે. આ શહેર રેલવેનું જંકશન છે અને રેલવેનો એક ફાંટો ગોધરા, મથુરા તરફ જાય છે.

**ડભોઇ**—( ૧૪૦૦૦ ) વડોદરાથી ૧૮ માઇલ ઉપર જુના કિલ્લાને માટે પ્રસિદ્ધ છે. એ રેલવે જંકશન છે, અને ત્યાંથી નાંદોદ જવાય છે.

**पाटण**-( ૩૧૦૦૦ ) કડી પ્રાંતમાં આવેલું શહેર છે, તે વનરાજે ઇ. સ. ૭૪૫ માં વસાવ્યું હતું, રાણીવાવ અને વનરાજની મૂર્તિ એ બે જુના વખતનાં કામો હજુ મોજુદ છે. સિદ્ધરાજનું સહસ્ત્રલીંગ તળાવ તદ્દન પુરાઇ ગએલું છે. એ શહેર તરવાર, સુડી, પટોળાં, અને માટીનાં વાસણને માટે પ્રખ્યાત છે.

**वडनगर**-(૧૪૦૦૦) જુનું ઐતિહાસિક શહેર છે, વડનગરા નાગરનું મૂળસ્થાન છે. પણ તેઓના હાલ માત્ર એક કે બે ઘર છે.

**सिद्धपुर**—(૧૫૦૦૦) સરસ્વતી નદી પર જાત્રાનું ધામ છે, આ સ્થળપર માતૃશ્રાદ્ધ કરવામાં આવે છે, અહીં રૂદ્ર-માળ નામના પ્રસિદ્ધ દહેરાનાં ખંડિએરો જોવામાં આવે છે.

**नवसारी**—(૨૧૦૦૦) જૂનું શહેર નવસારી પ્રાંતમાં આવેલું છે. ત્યાં પારસીઓની વસ્તી વધારે છે અને ત્યાંની હવા સારી છે.

**सोनगढ** નવસારી પ્રાંતમાં તાપટી વેલી રેલવે પર સ્ટેશન છે. ગાયકવાડની ગુજરાતમાં પહેલી રાજધાની એ શહેર હતું. હાલ માત્ર તેના જુના કિલ્લાને માટે પ્રસિદ્ધ છે.

**कर्नाळी**-નર્મદા નદીના તીરે મોટું યાત્રાનું ધામ ગણાય છે.

**महेसाणा**—(૯૦૦૦) એ રેલવેનું જંકશન છે. **બહુચરાજી** યાત્રાનું સ્થળ છે. અને **उंझा** માં કડવા કણબીની કુળદેવીનું સ્થાન છે. **कडी** (૧૩૦૦૦) અને **वीसनगर** (૧૭૦૦૦)નાં તાંબા પીતળનાં વાસણો અને હળફળ વખણાયછે.

**नदीओ**—**बनास** અને **सरस्वती** એ બે નદીઓ કડી પ્રાંતમાં વહે છે. **विश्वामित्री** નદી પર વડોદરા શહેર આવેલું છે. અને તે પાવાગઢના પશ્ચિમના ઢોળાવ ઉપરથી નીકળી **ढाढर** નામે બીજી નદીને મળે છે.

આ રાજ્ય ઇ. સ. ૧૮૭૫ સુધી મુંબઇ સરકારના તાબા હેઠળ હતું. અને ત્યાર પછીથી વાઇસરૉયની સત્તા નીચે છે. હિંદુસ્તાનનાં જે ચાર રાજ્યો (૧) **નિઝામનું રાજ્ય**, (૨) **મ્હૈસુરનું રાજ્ય** અને (૩) **ગાયકવાડી રાજ્ય** અને (૪) **કાશ્મીર** પહેલા વર્ગનાં ગણાય છે. તેમાંનું આ એક છે. રાજા સુધરેલો હોવાથી રાજ્ય સુધરેલી પદ્ધતિ પર ચાલેછે.

## (૪) કચ્છ.

ગુજરાતની ઉત્તરે કચ્છનું રણ અને અખાત આવેલાં છે. અને તેની પેલી મેર કચ્છ છે એ દેશી રાજ્ય છે.

**શહેરો**—**भुज** (૨૧૬૦૦) કચ્છની મધ્યમાં રાજધાનીનું નગર છે. રાજાને સલાહ આપવાને એક પોલિટિકલ એજન્ટ

ત્યાં રહે છે, ત્યાં એક હાઈસ્કૂલ છે. રાવશ્રી પ્રાગમલજીનો નવો મહેલ જોવા લાયક છે. **मांडवी** (૨૪૨૦૦) દક્ષિણ કિનારે બંદર છે. અહીં આગબોટ આવે છે. ખલાસીઓની સગવડ માટે દીવાદાંડી બાંધેલી છે. **कंथकोट** જૂનું ઐતિહાસિક શહેર છે.

**અખાત—कच्छनो अखात** કચ્છની ઉત્તરે છે.

**રણ—कच्छनुं रण** કચ્છની દક્ષિણે છે.

**રાજ્ય**—કચ્છમાં જાડેજા રજપુતનું રાજ્ય છે, રાજાને રાવ કહે છે.

**કુદરતી રચના**—ત્યાંની ભૂમિ રસાળ છે. અહીં ઘણી વખત ધરતીકંપ થાય છે. ઈ. સ. ૧૮૧૯ ની અંદર જે ધરતીકંપ થયો હતો તેને લીધે ભુજની અંદર કચ્છના રાવનો મહેલ સુદ્ધાં સાત હજાર ઘરો નાશ પામ્યાં હતાં અને રણની કેટલીક જમીન બેસી ગઇ હતી.

**વસ્તી**—લોકો મજબુત અને વેપારમાં સાહસિક છે. અને વેપારને અર્થે દૂર દેશમાં જઇ રહેલ છે. મુંબઇમાં ભાટીઆ લક્ષાધિપતિ અને કરોડાધિપતિ છે. તે કચ્છના રહેવાશી છે.

**વેપાર અને ઉદ્યોગ**—ભુજનું કસબી અને હીરનું ભરત કામ ઘણુંજ વખણાય છે. ફટકડી, સુરોખાર, અને સોના રૂપાના નકસીનાં વાસણો અહીંથી પરદેશ મોકલવામાં આવે છે.

## (२) सिंध.

કચ્છની ઉત્તરમાં રણ ઓળંગીને જઇએ તો **સિંધ વિભાગ** આવે છે. એ મુંબઇ ઇલાકાનો છેક ઉત્તરનો વિભાગ છે. સિંધની સરહદ ઓળંગીને ઉત્તરમાં જઇએ તો બલુચિસ્તાન અને પંજાબ આવે છે. સિંધ વિભાગનું નામ સિંધુ નદી પરથી પડયું છે. (હિંદુ અને હિંદુસ્તાન નામ પણ સિંધુ નદી પરથી પડયાં છે.)

### સિંધના વિભાગો અને શહેરો.

**૧ કરાંચી જિલ્લો—करांची**—(૧૫૨૦૦૦) આ ઇલાકામાં બીજા નંબરનું બંદર છે. સિંધના કમિશનરનું સદર

સ્ટેશન છે. ઇ. સ. ૧૮૪૨ માં આ શહેર અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું. ઠઠા જૂનું ઐતિહાસિક શહેર છે.

(૨) **હૈદ્રાબાદ જિલ્લો**--**હૈદ્રાબાદ** (૭૬૦૦૦) માં રૂપાનું અને લાખનું કામ ઉત્તમ થાય છે. આ ઇ.સ.૧૮૪૩ માં અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું.

(૩) **થર અને પારકર જિલ્લો**--**ઉમરકોટ** માં ઇ. સ. ૧૫૪૨ માં અકબરનો જન્મ થયો હતો. આ જિલ્લામાં બાબળી, શેતરંજી અને ચામડાની જણસો બને છે.

(૪) **સક્કર જિલ્લો**--**સક્કર** જિલ્લાનું સદર સ્ટેશન છે, **શિકારપુર** (૫૪૦૦૦) વેપારનું મથક છે. શેતરંજી અને ગામડી કાપડ અહીં બને છે. **બક્કર** એ સક્કર અને રોહરી વચ્ચે સિંધુ નદીમાં બેટ છે. અને તે પર મોટો કિલ્લો છે.

(૫) **લારખાના જિલ્લો**--**લારખાના**માં બાગ બગીચા પુષ્કળ છે. ગરભસુતરૂ કાપડ અને પિત્તળનાં વાસણ અહીં બને છે. **સેવાન**માં સિકંદરના વખતનો એક જુનો કિલ્લો જોવામાં આવે છે.

(૬) **સિંધનો ઉપલો સરહદનો મુલક**--**જેકોબાબાદ** ખાનધર નામે જુના શહેરની જગાપર જેકબ સાહેબે ઇ. સ. ૧૮૪૭માં વસાવ્યું હતું. અહીં તાપ ઘણોજ પડે છે. અહીંની રેતાળ જમીનમાં તરબુચ ઘણાં થાય છે.

**ખૈરપુર સંસ્થાન**--**ખૈરપુર** રાજધાનીનું શહેર છે. આ નાનાં મુસલમાની દેશી રાજ્યનો પોલિટિકલ એજન્ટ સક્કરનો કલેક્ટર છે. એના રાજકર્ત્તા બલુચ જાતના મુસલમાન છે. હાથીદાંતનું કામ, તરવાર, લાખનાં રમકડાં, શેતરંજી વગેરે અહીં બને છે.

સિંધનો ઉપલો સરહદનો મુલક અને થર અને પારકર આ બે જિલ્લાનો ઉપરી ડેપ્યુટી કમિશનર છે. બીજા ચાર જિલ્લાના ઉપરી અધિકારી કલેક્ટર છે.

**નદીઓ**--**સિંધુ** નદી અરબી સમુદ્રને મળે છે. એ નદી-

પર કરાંચી, કોટ્રી હૈદરાબાદ, સક્કર અને રોહરી એ શહેરો આવેલાં છે.

**વનસ્પતિ**—ખારેક, કેળાં, કેરી, નારંગી, દાડમ, અંજીર, શેતુર, અને તરબુચ વગેરે ગરમ પ્રદેશોને માફક આવે એવો મેવો થાય છે.

**લોકો, ધર્મ અને ભાષા**—સિંધી અને બલુચી એ બે મુખ્ય ભાષા છે. વસ્તીનો પોણો ભાગ મુસલમાન છે અહીંના હિંદુઓ મુસલમાન જેવાં કપડાં પહેરે છે.

**ખેતીવાડી, ધંધો અને વેપારઃ—મુખ્ય પાક**—ડાંગર, જુવાર, બાજરી, ઘઊં, મગ, જવ, કપાસ તથા તેલીબીઆં છે. ત્યાં ઇજીપ્સિઅન રૂ થાય છે. શેતરંજી, ચામડાની વસ્તુ, અને માટીનાં વાસણો માટે આ પ્રદેશ પ્રખ્યાત છે. વેપારનું મુખ્ય મથક કરાંચી છે, અને તેનો મુખ્ય વેપાર અનાજ બહાર ગામ મોકલવાનો છે. ચોખા, ઘઊં, રૂ, ઊન, ચામડાં અને હાડકાં અહીંથી બહાર ગામ મોકલવામાં આવે છે.

**ઇતિહાસ**—હિંદુસ્તાન ઉપર મુસલમાનોએ પહેલી ચઢાઇ ઇ. સ. ૭૧૨ માં દરીઆ માર્ગે કરી હતી. અને ત્યાર પછી જે જે ચઢાઇઓ થઈ તે બધી જમીન માર્ગે ખાઇબરઘાટને રસ્તે તેઓએ કરી છે. આ પ્રાંત ઈ. સ. ૧૮૪૨ માં અંગ્રેજોએ ખાલસા કર્યો.

---

## ( ૨ ) मुंबइ.

**मुंबइ** ( ૯૭૯,૪૦૦ ) શહેર ઉત્તર વિભાગની છેક દક્ષિણમાં દરીઆ કિનારે છે. તે મુંબઇ ઇલાકાની રાજ્યધાની છે. અને તે શહેરપરથીજ ઇલાકાનું નામ મુંબઇ પડયું છે. મુંબઈ શહેર બેટ પર વસેલું છે. અને તે બેટ એકલાને જુદો વિભાગ ગણ્યો છે.

આ બેટ ઇ. સ. ૧૬૬૧ માં પોર્ટુગાલના રાજાએ ઈંગ્લાંડના બીજા ચાર્લ્સ રાજાને તેની રાણી કેથેરાઇનના

કન્યાદાન સાથે પહેરામણીમાં આપ્યો હતો. તે વખતે એ બેટમાં માત્ર દશ હજાર માછીની વસ્તી હતી. આ બેટની કાંઇ ઉપજ ન હોવાથી ઇ સ. ૧૬૬૮ માં ઇંગ્લાંડના રાજાએ વરસ દહાડે દશ પૌંડ ( તે વખતે રૂ. ૧૦૦ ) માં ઇસ્ટ ઇંડીઆ કંપનીને એ ભાડે આપ્યો હતો. ઇ. સ. ૧૬૮૭ માં કંપનીએ તેમનું મુખ્ય સ્થાન સુરત બદલી મુંબઇ કર્યું, ત્યારથી એ શહેરની ચઢતી થવા માંડી, અને હાલમાં દુનિયાના મોટામાં મોટાં શહેરોમાંનું અને પહેલા વર્ગના બંદરોમાંનુ એક છે. મમાદેવી પરથી શહેરનું નામ મુંબઇ પડયું છે. આ બેટને કંપનીએ પોતાના કબજામાં લીધા પછી આસપાસના બેટો પૂરી એક મોટો ટાપુ અને શહેર બનાવી દીધું છે. વેપારની સગવડને લીધે અને મુંબઇ ઇલાકાની રાજ્યધાનીને લીધે ધીમે ધીમે આ શહેર વધતું ગયું, અને આજે વેપારમાં એ પહેલું શહેર છે. આ બેટમાં આવજા કરવા માટે દરીઆની ખાડી ઉપર પૂલો બાંધ્યા છે. અને તે ઉપર બી. બી. એન્ડ સી. આઇ. રેલવે અને જી. આઇ. પી. રેલવે જાય આવે છે.

આ બેટ ૧૧।। માઇલ લાંબો અને ચાર માઇલ પહોળો ત્રિકોણાકારે છે. આ બેટની પૂર્વે તથા એની અને કોકણના કિનારા વચ્ચેનો ૫ થી ૭ ચોરસ માઇલનો પાણીનો ભાગ બારૂં છે. બારામાં વહાણો અને આગબોટો હંમેશાં જથાબંધ રહે છે. અને તેઓ દુનિયાના જુદા જુદા ભાગમાંથી માલ લઇ આવે છે. એ બારામાં કેટલાક નાના બેટ છે. અને તેમાંનો **ધારાપુરી** નામે બેટ ડુંગરમાંથી કોરી કાઢેલા દહેરાંને માટે પ્રખ્યાત છે. એ દહેરાં હાલ ખંડિત સ્થિતિમાં છે. બારાનું રક્ષણ કરવાને કોઈ કોઇ બેટોપર લશ્કર તેમજ બારામાં મનવારો રાખેલી છે.

આ બેટની પશ્ચિમે એક પહોળો અખાત છે. તેને " બૅક બે " કહે છે. એ બૅક બે અને બારાની વચ્ચે

આવેલી ઉંચી જમીન કોટ ( કિલ્લો ) નામે ઓળખાય છે. એ ભાગમાં મોટા મોટા વેપારીઓની ને શાહુકારોની જોવા લાયક દુકાનો છે. અને સરકારી વસુલાત, ન્યાય, ટપાલ, તાર અને બીજા ખાતાની ઓફિસો માટે સરકારે લાખો રૂપીઆ ખરચીને ત્યાં સુંદર અને ભવ્ય મકાનો બાંધ્યાં છે. કોટમાંથી ઉત્તર તરફ જઇએ તો દેશીઓથી વસાએલો ભાગ આવે છે. અને તેને બહારકોટ કહે છે.

પૃથ્વી પરના ઘણા દેશોના લોક આ શહેરમાં વસેલા છે. ચીન, જાપાન, સીલોન ( લંકા ), અફઘાનિસ્તાન, બંગાળા, મદ્રાસ, પંજાબ, સિંધ, કચ્છ અને મારવાડ વગેરેના લોકો અહીં જોવામાં આવે છે. આ બધી જાતના લોકોને આવવાનું મુખ્ય કારણ વેપાર છે. તેઓ પોતાના દેશમાંથી માલ મંગાવી વેચે છે, અથવા તો પોતાના દેશને માટે માલ વેચાતો લઇ ત્યાં રવાના કરે છે.

મુંબઇમાં મુખ્યત્વે કરીને મરાઠી અને ગુજરાતી ભાષા બોલાય છે. પણ જુદા જુદા દેશના લોકો આવીને રહેલા છે, તેથી સૌ પોત પોતાની ભાષા બોલે છે. આવી ભાષાઓના શંભુ મેળામાં એક દેશના લોક બીજા દેશના લોકની જોડે અંગ્રેજી અથવા હિંદુસ્તાનની ભાષામાં વાત કરે છે.

પરદેશ જોડે મુંબઇનો કુલ વેપાર ૮૭ કરોડ રૂપીઆનો છે. આથીજ જણાય છે કે તે અગત્યનું સ્થાન છે. દેશ દેશાવરથી માલ અહીં આવે છે. અને દેશ દેશાવર જાય છે. આ બેટમાં ૮૫ કરતાં વધારે મિલો છે. રેશમી અને ગરમ કાપડ અહીં મિલમાં વણાય છે. મિલોમાં ૧$\frac{1}{4}$ લાખ કરતાં વધારે માણસોને રોજી મળે છે. ગોદીમાં સંખ્યાબંધ મજૂરોને રોજી મળે છે. રેલવેની મોટી ઓફિસો, સરકારી મોટી ઓફિસો, અને વેપારીની મોટી ઓફિસો મુંબઈમાં છે. તેમાં ઘણા માણસોને રોજી મળે છે. જેમ મુંબઇ અને અમદાવાદ વચ્ચે તાર નાંખેલા છે તેમ મુંબઇ અને દૂરનાં શહેરો જેવાં

કે લંડન વગેરે ત્યાં સંદેશો મોકલવા સારૂ દરીઆમાં તારનાં દોરડાં રાખેલાં છે.

શહેરમાં ઉંચી વિદ્યાનું જ્ઞાન આપવા માટે કાયદાનું મહા વિદ્યાલય, પશુ–વૈદક–મહા–વિદ્યાલય, હુન્નરશાળા, ચિત્ર વગેરે ઉદ્યોગની શાળા અને ઘણી હાઇસ્કૂલો છે. સાર્વજનિક હિત માટે ઉંચી કેળવણીની પરીક્ષા લેવા, એ પરીક્ષામાં કયા કયા વિષયોનો અભ્યાસ કરવો તેનો નિર્ણય કરવા, તથા મહા વિદ્યાલયોની સામાન્ય દેખરેખ રાખવા, સરકારે અહીં યુનિવર્સિટી સ્થાપી છે.

મુંબઇના કલેક્ટરના તાબામાં મહેસુલી ખાતું છે અને જકાત ખાતું છે તેનો ઉપરી કમિશનર મુંબઇમાં રહે છે. તે કમિશનર આખા મુંબઇ ઇલાકાના જકાતનો, અફીણનો અને આબકારીનો ઉપરી છે. મુંબઇમાં હાઈકોર્ટ છે. મુંબઇની મ્યુનીસિપાલિટી આ ઇલાકામાં સૌથી મોટી છે. તેની વાર્ષિક ઉપજ આશરે ૮૦ લાખ રૂપીઆની છે. લોકોને ચોકખું પીવાનું પાણી પહોંચાડવા સારૂં **વિહાર, તુળસી** અને **તાસા** તળાવો દૂર બાંધવામાં આવ્યાં છે. અને નળવતી શહેરમાં પાણી પૂરૂં પાડવામાં આવે છે.

શહેરમાં વીજળીના બળથી ટ્રામ ચાલે છે, અને કોલસગ્યાસના દીવા કરવામાં આવે છે. મુંબઇની બહાર રહેનારા લોકોને આવવા જવા માટે રેલવેની સગવડ સારી છે. કોટમાં મ્યુનિસિપાલિટીની ઓફિસનુ મકાન, ક્રાફર્ડ માર્કેટ, ટંકશાળ, ટાઉનહોલ, બોરીબંદરનું સ્ટેશન, રાજાબાઇ ટાવર, પોસ્ટ ઓફિસ, હાઇકોર્ટ, દીવાદાંડી અને વિકટોરિઆબાગ ને તેમાંનુ સંગ્રહસ્થાન એ બધા જોવા લાયક સ્થળો મુંબઇમાં છે.

**મુંબઇ ઇલાકાના તાબાનાં અરબસ્તાનનાં સંસ્થાનઃ–**

મુંબઇમાં જે વહાણો અને આગબોટો આવે છે તેના રક્ષણાર્થે અરબસ્તાનની નૈઋત્યે **એડન** (૩૬૯૦૦) માં સરકારે એક સંસ્થાન કર્યું છે. અને આગબોટમાં બેસી મુંબ-

ઇથી ત્યાં જતાં ૬ દિવસ લાગે છે. ત્યાં તાપ ઘણોજ પડે છે. અને વરસાદ થોડો પડે છે. અરબસ્તાનના અને આફ્રિકાના કિનારાપરનાં સંસ્થાનો સાથે એડનનો મુખ્ય વેપાર છે. વેપારની મુખ્ય ચીજો કાપડ, અનાજ, રુંદ, તમાકુ અને ચામડાં છે. દરેક આગબોટ ત્યાં અટકે છે. અને કોલસા વગેરે જે ચીજ જોઇએ તે ત્યાંથી લે છે. એડનથી થોડા માઇલ પર **રાતાસમુદ્ર**માં **પેરિમ** બેટ છે. અને **સોકોટ્રા** છે. એ બન્ને બેટો મુંબઈ સરકારને તાબે છે.

## (૪) મધ્ય વિભાગ.

મધ્ય વિભાગ મુંબઇની પૂર્વે આવેલો છે. ઉત્તરે **હોલ્કર** અને ભોપાળનું રાજ્ય, પૂર્વે નિઝામનું રાજ્ય અને દક્ષિણે દક્ષિણ વિભાગ આવેલાં છે. સંહ્યાદ્રિના **બોરઘાટ** અને **થળઘાટને** રસ્તે થઇ આ વિભાગમાં જવાય છે. બોરઘાટ પુના તરફનો રસ્તો અને થળઘાટ નાશકનો રસ્તો છે. આ બે ઘાટને રસ્તે રેલવે જવા આવવા સારૂ પહાડો કોતરી ટનલો બનાવેલી જોવામાં આવે છે.

**જિલ્લાઓ:**—આ વિભાગના જિલ્લા વિસ્તારમાં ઘણા મોટા છે. એના સાત જિલ્લાઓનાં નામ નીચે પ્રમાણે છે.

**જિલ્લાનાં નામ અને શહેરો.**

**(૧) પશ્ચિમ ખાનદેશ જિલ્લો:**—**ધુળીઆ** જિલ્લાનું મુખ્ય શહેર છે. અળશી તથા રૂના વેપાર માટે પ્રખ્યાત છે. **નંદરબાર** (૧૧૮૦૦) રૂ, અળશી, ઘઉં, ચણા, અને રેસા તેલના વેપારનું એ મથક છે. **પીપળનેર** તરફ વરસાદ વધારે પડે છે.

**(૨) પૂર્વ ખાનદેશ જિલ્લો:**—**જળગામ** (૧૭૯૦૦) જિલ્લાનું મુખ્ય શહેર રૂ, તલ તથા અળશીના વેપાર માટે પ્રખ્યાત છે, **ભુસાવળ** રેલવે જંકશન છે. અહીંથી જી. આઇ. પી. નો એક ફાંટો જબલપોર થઇ અલાહબાદ જાય છે. અને બીજો ફાંટો નાગપોર થઇ કલકત્તા જાય છે.

(૩) **નાશક જિલ્લો**--**नाशक** (૩૩૪૦૦) ગોદાવરીના જમણા કિનારે ઘણું જૂનું શહેર છે. નદીના ડાબા કિનારે પંચવટી નામનું પવિત્ર સ્થળ છે. તેમાં ઘણાં દેવાલયો છે. **દેવલાલી** નાશકના અગ્નિ ખૂણા પર હવા ખાવાનું સ્થળ છે. ત્યાંની હવા ઘણી સૂકી છે. **त्रंबक** ગામમાં બાર બાર વર્ષે જાત્રા ભરાય છે. અહીં ગોદાવરી નદીનું મૂળ છે. તેથી કેટલાકો આ જાત્રાને ગોદાવરીની જાત્રા કહે છે. **सिन्नर**માં શેરડી, પાન, કેળાં અને ડાંગર થાય છે. **येवला**માંથી હાથના વણાટનું કાપડ મુંબઇ, પુના, સતારા અને શોલાપુર જાય છે.

(૪) **અહમદનગર જિલ્લો**:--**अहमदनगर** (૪૩૦૦૦) જિલ્લાનું મુખ્ય શહેર સીના નદીના કિનારે આવેલું છે. એ ઇ. સ. ૧૪૯૪ અહમદ નિજામશાહે વસાવ્યું હતું. ઇ. સ. ૧૫૯૫ માં અકબરના દીકરા મુરાદે આ શહેરને ઘેરો ઘાલ્યો હતો, ત્યારે ચાંદબીબીએ બહાદુરીથી બચાવ કર્યો હતો. ત્યાં ઘણી મશીદો છે. **खर्डा** આગળ ઇ. સ. ૧૭૯૫ માં મરાઠાએ નિજામને હરાવ્યો હતો. આ લડાઇ કુર્દલાની પણ કહેવાય છે.

આ જિલ્લામાં જે **જામખેડ** તાલુકો છે, તેની ચારે બાજુએ નિજામનું રાજ્ય આવેલું છે. એનો પશ્ચિમ તરફનો ભાગ ડુંગરી છે. અને તેમાં **કળસુબાઈ** નામનું શિખર પાવાગઢના ડુંગરથી બમણું ઉંચું છે, અને મહાબળેશ્વર કરતાં વધું ઉંચું છે.

(૫) **પુના જિલ્લો**--**पुना** (૧,૫૮,૯૦૦) જિલ્લાનું મુખ્ય શહેર છે. પેશ્વાના વખતમાં એ રાજધાની હતી. હાલ ગવર્નર સાહેબ ત્યાં ચોમાસામાં રહે છે. તેમનો દરબાર હૉલ, અને પર્વતી ડુંગર જોવા લાયક જગાઓ છે. ત્યાં ઉંચી કેળવણી સારૂ બે મહા વિદ્યાલય અને એક ઈજનેરી કળાનું જ્ઞાન આપવા મહા વિદ્યાલય છે. **खडकी** માં અંગ્રેજી લશ્કરની છાવણી છે. એ હવેલી તાલુકામાં પુનાથી ચાર ગાઉ

પર છે. ૧૮૧૭ માં અંગ્રેજ અને પેશ્વા વચ્ચે લડાઈ થઈ હતી. ત્યારે પર્વતીના ડુંગરમાંથી પેશ્વાએ લડાઇ જોડી હતી. **લોણાવળા** બોરઘાટપર હવા ખાવાનું સ્થળ છે.

(૬) સતારા જિલ્લો—**સતારા** (૧૯૧૦૦) જિલ્લાનું મુખ્ય શહેર છે. આ શહેરને ૧૭ કોટ, બુરજ અને દરવાજા હતા, તેપરથી તેનું નામ સતારા પડયું છે. ૧૮૪૮ માં છેલ્લા રાજાને વારસ નહિ હોવાથી રાજ્ય ખાલસા કરવામાં આવ્યું હતું. **મહાબળેશ્વર** જાવલી તાલુકામાં હવા ખાવાનું સ્થળ છે. પુનેથી મોટારકારમાં બેસી ત્યાં જવાય છે.

(૭) શોલાપુર જિલ્લો--**શોલાપુર** (૬૧૩૦૦) જિલ્લાનુ મુખ્ય શહેર છે. અહીં દેશી લુગડાં સારાં બને છે અને કાંતવા વણવાની મિલો છે.

**બાર્સી** એ બાર્સી તાલુકાનું મુખ્ય ગામ છે. ત્યાં કપાસ અને તેલીબીઆંનો વેપાર મુખ્ય છે. **પંઢરપુર** (૨૮,૫૦૦) ભીમા નદીપર પંઢેરી વિઠોબાની મોટી જાત્રાનું સ્થળ છે. ત્યાં તપખીર, અગરબત્તી, કંકુ અને દાળીઆ સારાં મળે છે. પંઢરપુર સુધી રેલવે જાય છે.

**પર્વતો:**—**ચાંદવડ** ખાનદેશ જિલ્લાની દક્ષિણે છે. અને તે ડુંગરાની દક્ષિણની નદીઓ ગોદાવરીમાં પડે છે. અને ઉત્તરની નદીઓ તાપીમાં પડે છે. **સાતમાળા** અથવા **અજિન્ટા** ખાનદેશ જિલ્લાની દક્ષિણે છે. અને તેમાં જુના વખતની બૌદ્ધ લોકની ગુફા છે, **કળસુબાઇ** શિખર અહમદનગર જિલ્લામાં છે, અને **મહાબળેશ્વરનું શિખર** પાંચ હજાર ફુટ ઉંચું સતારા જિલ્લામાં છે.

**નદીઓ:**—**ગોદાવરી** અને **કૃષ્ણા** એ બે મોટી નદીઓ છે. પણ તેનો થોડો ભાગ આ વિભાગમાં આવેલો છે. **ભીમા** અને **વાર્ણા** જે સતારા જિલ્લામાં છે તે બંને કૃષ્ણાને મળે છે. **નીરા** અને **સીના** ભીમા નદીને મળે છે.

**માર્ગો:**—જી. આઇ. પી. રેલવે આ વિભાગની અંદર થઈ

કલકત્તા, મદ્રાસ, અલાહબાદ, દિલ્હી એવે મોટે સ્થળે જાય છે: આ રેલ્વેનો એક ફાંટો ઉત્તર તરફ ખાનદેશ જિલ્લામાં જાય છે, અને બીજો ફાંટો દક્ષિણ તરફ પુના અને શોલાપુર જિલ્લામાં થઇ નિજામના રાજ્ય ભણી જાય છે.

**ખેતી:**—આ ભાગની જમીન કાળી હોવાથી પાક સારો થાય છે. ત્યાં દ્રાક્ષ તથા મેવો પુષ્કળ થાય છે. મુખ્ય પાક જુવાર, બાજરી, ઘઉં, તેલીબીઆં અને રૂ છે. ખાનદેશ જિલ્લાઓ, અહમદનગર, નાશક અને પુનામાં ઘઉં થાય છે.

**વેપાર:**—રૂ, તેલીબીઆં અને અનાજ આ વિભાગની બહાર મોકલવામાં આવે છે. નાશક જિલ્લામાં ચોપડાના જાડા કાગળ અને તાંબા પીતળનાં વાસણો બને છે. અહમદનગરમાં દક્ષિણી સ્ત્રીઓને પહેરવાની સાડીઓનો મોટો ઉદ્યમ ચાલે છે.

---

## નાનાં દેશીરાજ્યો.

**મહેવાસી પરગણાં**—આ પ્રદેશ પશ્ચિમ ખાનદેશ જિલ્લાની વાવ્યમાં નર્મદા અને તાપી વચ્ચે છે. વસ્તી ભીલ લોકની છે.

**સુરગાણાનો મુલક**—સહ્યાદ્રિની પશ્ચિમે અને ડાંગની દક્ષિણે છે. મુલક તદન પહાડી છે. ત્યાં હિંદુ રાજા રાજ્ય કરે છે. અને તે નાશકના કલેકટરની દેખરેખ નીચે છે.

**સતારા જાગીર**—આ નીચે લખેલી ત્રણ જાગીરો એક વખતે સતારાના રાજાને તાબે હતી તેથી તે સતારા જાગીર નામે ઓળખાય છે.

**ભોર**—પુના જિલ્લાની દક્ષિણે આવેલું છે. પુનાનો કલેકટર આ સંસ્થાનનો પોલિટિકલ એજન્ટ છે.

**ઔંધ**—સતારા અને શોલાપુર જિલ્લા વચ્ચે છે. એનો રાજા બ્રાહ્મણ છે, આ સંસ્થાનનો પોલિટિકલ એજન્ટ સતારાનો કલેકટર છે.

**ફલટણ**—સતારા જિલ્લાની ઉત્તરે છે. રાજા રજપુત સરદાર છે. આ સંસ્થાન સતારાના કલેક્ટરની દેખરેખ નીચે છે. એમાં પત્થરની મૂર્તિઓ સારી કોતરવામાં આવે છે.

**અકલકોટ સંસ્થાન**—આ સંસ્થાન શોલાપુર જિલ્લાની અગ્નિકોણમાં આવેલું છે. ત્યાંનો રાજા ભોંસલે કુટુંબનો છે. આ રાજ્યનો પોલિટિકલ એજન્ટ શોલાપુરનો કલેક્ટર છે. એ રાજ્યની હવા ઠંડી છે, પેદાશ-જુવાર, ચણા, ઘઉં, ડાંગર અને શેરડી છે.

---

## (૫) दक्षिण विभाग.

મધ્ય વિભાગની દક્ષિણનો ભાગ તથા સહ્યાદ્રિ અને અરબી સમુદ્ર વચ્ચેના બે જિલ્લા ( **રત્નાગિરિ** અને **કોલાબા** ) **દક્ષિણ વિભાગ** કહેવાય છે.

**જિલ્લાઓ**:—આ વિભાગમાં નીચે પ્રમાણે ૬ જિલ્લાઓ છે. તેમાં **બિજાપુર** જિલ્લો સૌથી મોટો અને **કોલાબા** જિલ્લો સૌથી નાનો છે. આ વિભાગનો કમિશનર **બેલગામમાં** રહે છે.

**(૧) બિજાપુર જિલ્લો-बिजापुर** (૨૭૧૦૦) જિલ્લાનું મુખ્ય શહેર છે. ત્યાં મલિકે મેદાન નામની ૨૮ ઇંચ વ્યાસની ટોપ છે. ત્યાં મુસલમાની રાજ્ય છે. સુલતાન મહમદનો રોજો ઘણોજ સુંદર છે. તે રોજાનો ઘુમટ ઘણોજ મોટો છે. **तालीकोट** ઐતિહાસિક શહેર છે.

**(૨) બેલગામ જિલ્લો-बेलगाम** (૪૨૬૦૦) જિલ્લાનું અને વિભાગનું મુખ્ય શહેર છે. એમાં લશ્કરની છાવણી છે એનું નામ વેણુંગ્રામ છે કારણ કે અહીં વાંસ પુષ્કળ થાય છે ( વેણું=વાંસ ). **गोकाक** ગામમાં સારાં રમકડાં અને હલકા કાગળ બને છે. ઘટપ્રભાનો ધોધ જોવા લાયક છે. **અથણી** ગામમાંથી સુરોખાર અને ધાબળા બહાર ગામ જાય છે. કિનારાપરથી નાળિએર, ડાંગર, અહીં આવે છે.

(૩) **ધારવાડ જિલ્લો—ધારવાડ** (૩૦૩૦૦) જિલ્લાનું મુખ્ય શહેર છે. એનો કિલ્લો ઇ. સ. ૧૪૦૩ માં ધારરાવ નામના અમલદારે બંધાવેલો કહેવાય છે. **હુબલી** (૬૧૪૦૦) રૂના વેપારનું સ્થળ છે. સુતરાઉ અને રેશમી કાપડ તાંબાનાં વાસણ, અનાજ અને મીઠું, એ વેપારની મુખ્ય ચીજો છે.

(૪) **કાનડા જિલ્લો—કારવાડ** જિલ્લાનું મુખ્ય શહેર અને સૌથી મોટું બંદર છે. ત્યાં બંદરમાં ચોમાસામાં વહાણો રહી શકે છે. ઇ. સ. ૧૬૭૪ માં શિવાજીએ એ શહેર બાળી નાખ્યું હતું. **હોનાવર** બંદરેથી ગેરસપ્પાનો ધોધ જોવા જવાય છે. **ગોકર્ણ** જાત્રાનું ધામ છે. શિવનું દહેરૂં દ્રાવિડ પદ્ધતિપર બાંધેલું છે. શિવે રાવણને જે બાણ આપેલું હતું તે આ દહેરામાં છે એમ કહેવાય છે.

(૫) **રત્નાગિરિ જિલ્લો--રત્નાગિરિ** જિલ્લાનું મુખ્ય ગામ દરીઆ ઉપર આવેલું છે. **માલવણ** બંદર છે. આ બંદરમાંના એક ટાપુપર સિંહદુર્ગ નામે મોટો કિલ્લો હતો અને તે ચાંચીઆઓનું આશ્રમસ્થાન હતું. **વેંગુર્લા** બંદરેથી બેલગામ જિલ્લાનો બધો માલ ચઢે છે. અહીં કાજુ પુષ્કળ થાય છે. **દાપોલી, ખેડા, સંગમેશ્વર** અને **રાજાપુર**માં ઉના પાણીના ઝરા છે. આ જિલ્લામાં વરસાદ બહુ પડે છે.

(૬) **કોલાબા જિલ્લો--અલીબાગ** જિલ્લાનું મુખ્ય ગામ અને બંદર છે. અલી નામના મુસલમાને ત્યાં ઘણા કુવા બંધાવ્યા હતા તેપરથી એનું નામ અલીબાગ પાડયું છે. **ઉરણ** મુંબઇના કર્નાક બંદરની પાસે છે ત્યાં દારૂ ગાળવાની ભઠ્ઠીઓ છે. **મહાડ** ની વાયવ્યમાં બુદ્ધ લોકની જોવા લાયક ગુફાઓ છે. **મેથેરાન** સહ્યાદ્રિનું શિખર પાવાગઢ જેટલું ઉંચું છે. મુંબઇથી ૫૦ માઇલને છેટે **નરેલ**નું સ્ટેશન છે ત્યાંથી એ શિખર પર રેલવે મારફતે હાલ જવાય છે. **ચેઉલ** નાં જુનાં નામ ચંપાવતી અને રેવતી ક્ષેત્ર છે. આ જગાનાં પાન ગુજરાતમાં આવે છે. અને તે ચેવલી પાન કહેવાય છે. અહીં રેશમી કાપડ બને છે.

**બંદરો**:--**અલીબાગ, રત્નાગિરિ, માલવણ, વેંગુર્લા, કારવાડ, અંકોલ, કુમટી,** અને **હોનાવર** બંદરો પશ્ચિમ ભાગમાં છે. તેમાં સૌથી મોટું કારવાડનું બંદર છે. **અહીંથી** ચોખા, રૂ, સાગ, નાળિએર, કોપરેલ, મીઠું, પાટીઆં, સુખડનુ કોતરેલું કામ બહારગામ મોકલી આપવામાં આવે છે.

**પર્વતો**:--**સહ્યાદ્રી** પર્વત આ વિભાગમાં ઉત્તર દક્ષિણ આવેલો છે, અને તે એના પૂર્વ પશ્ચિમ એવા બે ભાગ કરે છે,

**નદીઓ**:--**ભીમા** અને **કૃષ્ણા** આ વિભાગમાં બે મોટી નદીઓ છે. એ સિવાય નાની નદીઓ **દ્રોણ** બિજાપુર જિલ્લામાં, **ઘટપ્રભા** અને **મલપ્રભા** બેલગામ જિલ્લામાં અને **તુંગભદ્રા** ધારવાડ જિલ્લામાં છે. આ બધી નદીઓ સહ્યાદ્રિની પૂર્વમાં વહે છે. સહ્યાદ્રિની પશ્ચિમમાં **શિરાવતી** કાનડા જિલ્લામાં છે અને તે અરબી સમુદ્રમાં પડે છે. એ નદીમાં **ગેરસાપ્પાનો** ધોધ જોવા લાયક છે.

**રેલવે**--પૂર્વભાગમાં **સધર્ન મરાઠા રેલવેના** બે ફાંટા આવેલા છે અને તે મારફતે અનાજ, તેલીબીઆં, અને કપાસ બહાર ગામ જાય છે. કોલાબા જિલ્લામાં જે મીઠું પાકે છે તે દક્ષિણમાં મદ્રાસ તરફ મોકલવામાં આવે છે. બેલગામ જિલ્લામાંથી પશ્ચિમમાં જવાની રેલવેનું નામ **વેસ્ટ ઇંડિઆ પોર્તુગીઝ** રેલવે છે. અને તે **લોંઢા** જંકશનથી શરૂ થઈ **માર્મગોવાના** બંદર સુધી જાય છે.

**જંગલો**:--કોલાબા જિલ્લાના જંગલમાં સાગ અને સીસમ થાય છે. અને એ સાગ ઘણો વખણાય છે. રત્નાગિરિ જિલ્લામાં માણકોટની ખાડી ઉપર ઘાડું જંગલ છે. ત્યાં સીસમ, તમન, વાંસ અને ખેરનાં ઝાડ પુષ્કળ છે. આ જિલ્લામાં ઝેરી સાપ ઘણા છે.

**ખનીજો**:—ધારવાડ જિલ્લામાંથી સોનું, રૂપુ, લોખંડ, તાંબુ વગેરે કાચી ધાતુ ડુંગરોમાંથી નીકળે છે. અને હાલ ડુંગરમાંથી અને નદીની રેતીમાંથી સોનું નીકળે છે.

## દેશી રાજ્યો.

**કોલ્હાપુર**--આ મોટું દેશી રાજ્ય બેલગામ અને રત્નાગિરિ જિલ્લાની વચ્ચે આવેલું છે. એની રાજધાની **કોલ્હાપુર** (૪૮૧૦૦) છે. રાજાને સલાહ આપવાને ત્યાં એક પોલિટિકલ એજન્ટ રહે છે. શિવાજીના વંશની વડી શાખાનું રાજ્ય સતારામાં હતું, અને નાની શાખાનું રાજ્ય કોલ્હાપુરમાં હતું જે હજુ ચાલે છે. **મુખ્ય પાક**—ડાંગર, જુવાર, શેરડી, તમાકુ, રૂ, મરચાં, અને તલીબીઆં છે. સુતર અને ઊનનું જાડું વણાટ કામ અને માટીનાં વાસણ અહીં બને છે.

**દક્ષિણ મરાઠા જાગીર**:--નીચે લખેલી જાગીરો દક્ષિણ મરાઠા જાગીર નામે ઓળખાય છે, અને તે કોલ્હાપુરના પોલિટિકલ એજન્ટના તાબામાં છે. **સાંગલી, મીરજ વડીશાખા અને નાનીશાખા** અને **કુરૂંદવાડ વડીશાખા** અને **નાનીશાખા** આ પાંચ જાગીર કોલ્હાપુરની ઇશાનમાં અને **જમખિંડી** બેલગામની પૂર્વે છે. આ છ જાગીર પટવર્ધન નામના બ્રાહ્મણના વંશમાં છે. અને તેની પેદાશ જુવાર, ઘઉં, ચણા, અને ડાંગર છે, **સાંગલી** સંસ્થાનનું એક ગામ **મંગળવેઢ** શોલાપુરની દક્ષિણે અને બીજું **શીરહટી** ધારવાડમાં છે. **મીરજ**માં સારંગી, તંબુરા વગેરે વાજિંત્રો સારાં બને છે.

**મુધોળની જાગીર**:—બેલગામની પૂર્વે છે. આ જાગીર ભોંસલે વંશના ઘોરપુરેના કુળમાં છે. પેદાશ--જુવાર, ઘઉં, ચણા અને રૂ છે.

**રામદુર્ગ**:--નાની જાગીર બેલગામની પૂર્વે આવેલી છે.

## બીજાં નાનાં દેશી રાજ્યો.

**જત અને ડફળાપુર**:--આ બે જાગીર બેલગામની ઉત્તરે છે. આ જાગીરોના સરદાર મરાઠા જાતના છે. ડફળાપુર

જત જાગીરનો એક ભાગ છે. આ સંસ્થાનમાં સુરોખાર અને લોઢું જડે છે. આ સંસ્થાન બિજાપુરના કલેકટરના હાથ નીચે છે.

**સાવનુરઃ**—નાનું મુસલમાની રાજ્ય ધારવાડ જિલ્લામાં છે. એનો પોલિટિકલ એજન્ટ ધારવાડનો કલેકટર છે. પેદાશ—ડાંગર, જુવાર અને ઘઉં છે.

**સાવંતવાડી સંસ્થાનઃ**—રત્નાગિરિ જિલ્લાની દક્ષિણે આવેલું છે. ત્યાં એક પોલિટિકલ સુપરિન્ટેન્ડન્ટ રહે છે, એની રાજ્યધાની **સાવંતવાડી**.

આ રાજ્ય ભોંસલે કુળના મરાઠા સરદારના તાબામાં છે. પેદાશ—નાળિએર, સોપારી, કેરી, કેળાં, લીંબુ અને કાજુ છે. ફણુસ, આંબા અને કોકમનાં ઝાડ પુષ્કળ છે.

**જંજીરા સંસ્થાનઃ**—કોલાબા જિલ્લાની પશ્ચિમે દરિઆપર છે. કાઠિઆવાડનું જાફરાબાદ આ રાજ્યના સીધી વંશનું છે. આ રાજ્ય કોલાબાના કલેકટરની દેખરેખ નીચે છે. એની રાજ્યધાની **जंजीरा** રાજપુરી ખાડીના મોં પર બેટ છે. અને અરબી શબ્દ " જઝીરા " ( ટાપુ ) પરથી એનું નામ પડયું છે. જંજીરા ટાપુમાં સીધીની વસ્તી છે. પેદાશ—ડાંગર, નાળિએર અને સોપારી છે.

## ફિરંગીનું સ્વતંત્ર સંસ્થાન.

**ગોવા**—એ રત્નાગિરિ અને કાનડા જિલ્લાની વચ્ચે ફિરંગીનું સંસ્થાન છે. અને તે સ્વતંત્ર છે. **ગોવા** (પાંજીમ) ફિરંગીના સંસ્થાનોની રાજ્યધાની છે. અને અહિં ફિરંગી ગવર્નર જનરલ રહે છે. **मार्मगोवा** બંદર છે. પેદાશ—ડાંગર, નાળિએર અને મીઠું છે.

# हिंदनुं साम्राज्य.

## सामान्य वर्णन.

આ મુલ્લાકો કે પ્રાંતો અને દેશી રાજ્યો મળીને આપણું **હિંદુસ્તાનનું સામ્રાજ્ય** થાય છે. અને તે બધાના ઉપરી તરીકે સરકારે ગવર્નર જનરલ નીમ્યો છે. એ રાજાનો પ્રતિનિધિ છે, તેથી વાઇસરૉય પણ કહેવાય છે. હિંદુસ્તાન ચાર હજાર વર્ષ પર સુધારાની ટોચ પર હતો અને તે વખતે વિદ્યામાં, તત્વજ્ઞાનમાં, વેપારમાં, ઉદ્યોગમાં અને કારીગરીમાં દુનિયાના સુધરેલા દેશોમાં પ્રખ્યાતિ પામ્યો હતો. આજ પણ એ દેશ એના જુના સાહિત્ય, જુના બાંધકામ, જુના રીત રિવાજો અને કારીગરીને માટે પ્રખ્યાત છે. હિંદુસ્તાન કે ઇન્ડિઆ શબ્દ પણ વપરાય છે.

**સીમાઃ**—ઉત્તરે ઉંચા **હિમાલય પર્વત**, **કારાકોરમ પર્વત**, અને **હિંદુકુશ** હિંદુસ્તાનનું રક્ષણ કરે છે. અને એ પર્વતોને લીધે કોઈ પણ પરદેશી પ્રજા ઉત્તરની સરહદ ઉપરથી હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરવાને શક્તિમાન થઇ નથી. પશ્ચિમે **અફગાનિસ્તાન**, ઈરાન અને **અરબી સમુદ્ર** આવેલા છે. દક્ષિણે **હિંદી મહાસાગર** અને પૂર્વે **ચીન**, **હિંદીચીન** અને **બંગાળાનો અખાત** છે.

**બ્રહ્મદેશ** અને **બલુચિસ્તાન** હિંદુસ્તાનની કુદરતી સરહદ બહાર આવેલા છે. પણ હાલ એ હિંદુસ્તાનના રાજ્યના ભાગ ગણાય છે.

**પર્વતોઃ**—**हिमालय** પર્વત ( હિમ+આલય=હિમનુ સ્થાન ) ની ઉંચાઇ ૨૦ હજાર ફુટ છે. તે દુનિયામાં સૌથી ઉંચો પર્વત છે એનું સૌથી ઉંચું શિખર **एवरेस्ट** અથવા **गौरीशंकर** ૨૯૦૦૨ ફુટ ઉંચું છે.

**ધવલગિરિ** ૨૬૮૨૬ ફૂટ અને **કાંચનગંગા** ૨૮૧૫૬ ફૂટ ઉંચા છે. **કૈલાસ** શિખર હિંદુઓનું પવિત્ર સ્થાન છે. **જન્મોત્રી, ગંગોત્રી** વગેરે શિખરો છે.

**શિવાલિક** ગંગા અને બિઆસ નદી વચ્ચે નીચો પર્વત છે.

**કારાકોરમ** અને **હિંદુકુશ**ના ફાંટા હિમાલયમાંથી નીકળેલા છે. અને તેઓ કાસ્મીરની સરહદ પર આવેલા છે. **ડાપસંગ શિખર** ૨૮,૦૦૦ ફુટ છે.

**સુલેમાન પર્વત** હિંદુસ્તાનને અફ્ઘાનિસ્તાનથી જુદો પાડે છે. તેમાં સૌથી ઉંચું શિખર **તખ્તે સુલેમાન** છે. **હાલા** બલુચિસ્તાનને સિંધથી જુદો પાડે છે.

**વિંધ્યપર્વત** મધ્ય હિંદુસ્તાનમાં નર્મદા નદીની સરહદે આવેલો છે. અને એ ખંભાતના અખાતથી પૂર્વમાં લાંબો ગએલો છે.

**અરવલ્લી ડુંગર**ની હાર રજપુતાનામાં આવેલી છે. એના **આબુ** નામના ઉંચા શિખર (૫૬૫૦ ફૂટ) પર ઘણાં જોવા લાયક જૈનનાં દહેરાં છે. અને તે ગરમીની ઋતુમાં હવા ખાવાનું સ્થળ છે.

**સાતપુડા** પર્વત નર્મદા અને તાપીની વચ્ચે વિંધ્યને સમાંતરે છે. અને એનું શિખર **પંચમઢી** ૪૫૦૦ ફુટ ઉંચું છે.

**પશ્ચિમઘાટ** દક્ષિણના ઉચ્ચ પ્રદેશની પશ્ચિમ સરહદપર આવેલો છે. દરિઆકિનારા અને પશ્ચિમઘાટ વચ્ચેનો પટો કોંકણ નામે ઓળખાય છે. **મહાબળેશ્વર** (૪૮૦૦) તેનું સૌથી ઊંચું શિખર છે. ગરમીની ઋતુમાં મુંબઇના ગવર્નર ત્યાં જઇને રહે છે.

**પૂર્વઘાટ** દક્ષિણના ઉચ્ચ પ્રદેશની સરહદ પર આવેલો છે. તેમાંથી ગોદાવરી અને કૃષ્ણા નદીઓ પૂર્વ તરફ વહે છે.

**નીલગિરિ** મ્હૈસુરની દક્ષિણે આવેલો છે. અને પૂર્વઘાટ અને પશ્ચિમઘાટને સાંધે છે. તેમાં **દોદાબેટા** નામનું ઉંચું શિખર છે. નીલગિરિમાં **ઉતાકામંડ** હવા ખાવાનું સ્થાન છે. નિલગિરિની દક્ષિણે **પાલઘાટ** નામનો ખાડો અથવા

સપાટ મેદાન છે. અને તેની દક્ષિણે **અનમલાઈ, કારડે-મમ** અને **પાલની** નામના ડુંગરો છે. તે છેક કન્યા-કુમારિકા ભૂશિર સુધી ગયેલા છે.

**पतकाई पर्वत** હિમાલયને પૂર્વ છેડે બ્રહ્મદેશની પશ્ચિમ સરહદ પર આવેલો છે. અને તે ઉપલા બ્રહ્મદેશને આસામથી જુદો પાડે છે. આસામના **नागा, खास्या અને गारो** ડુંગરો પતકાઇ પર્વતના ફાંટાઓ છે.

**હિંદુસ્તાનમાંથી જવા આવવાના માર્ગો:**—પશ્ચિમની સરહદ પર **બોલન ઘાટ** અને **ખાઇબર ઘાટ** નામના બે માર્ગ છે. ખાઈબર ઘાટ પેશાવરની પશ્ચિમે અફઘાનિસ્તાનના રસ્તા પર આવેલો છે. નીચા બોલન ઘાટમાં થઇને બલુચિસ્તાનમાં જવાય છે. અને તે રસ્તે થઈ કંદહાર આગળ થઈ અફઘાનિસ્તાનમાં પણ જવાય છે. ઉત્તર તરફના ઘાટોમાં **કારાકોરમ ઘાટ** અને **જેલાપલા ઘાટ** મુખ્ય છે. કારાકોરમ ઘાટને રસ્તે કાશ્મીરમાંથી ચિનાઈ તુર્કસ્તાનમાં અને જેલાપલા ઘાટના રસ્તે સિકિમમાંથી ટિબેટમાં જવાય છે.

**રણ:**—અરવલ્લીના ડુંગરના પશ્ચિમ ભાગમાં રણ આવેલું છે અને સિંધનો થોડો ભાગ પણ એ રણમાં આવેલો છે.

**નદીઓ:**—**सिंधु नदी** ( ૨૦૦૦ ) ટિબેટમાં આવેલા કૈલાસ શિખર પાસેથી નીકળી હિમાલય પર્વતમાં થઈ, કાશ્મીર, પંજાબ અને સિંધમાં થઇ અરબી સમુદ્રને મળે છે. **काबुल** નદી જમણી બાજુથી અટક આગળ અને **जेलम, चिनाब, रावी** અને **सतलज** ડાબી બાજુએથી સિંધુને મળે છે. કરાંચીથી અટક સુધી એમાં વહાણો ફરી શકે છે સિંધની ખેતીનો આધાર સિંધુ નદી પર છે, સિંધુ નદીમાંથી નહેર વાટે પાણી ખેતીવાડીના ઉપયોગમાં લીધામાં આવે છે.

**गंगा नदी**—( ૧૫૦૦ ) હિમાલયના દક્ષિણ ઢાળે આ-

વેલા ગંગોત્રીના બરફના ડુંગરમાંથી તે નીકળે છે. એનું પાણી નહેર વાટે ખેતી વાડીના ઉપયોગમાં લીધામાં આવે છે. એક નહેર હરદ્વારથી કાનપુર સુધીની છે અને કાનપુર આગળ તે પાણી પાછું ગંગાને મળે છે. મુખ આગળ ગંગા બ્રહ્મપુત્રાને મળે છે. બંનેના મુખ આગળના ત્રિકોણ આકૃતિ વાળા પ્રદેશનો દરીઆ કિનારા તરફનો ભાગ સુંદીર નામનાં ત્યાંના ઝાડો પરથી **સુંદરવન** નામે ઓળખાય છે. દરીઆથી બસેં માઈલ પર ગંગાના બે ફાંટા થાય છે. મોટો ફાંટો પૂર્વ તરફ વહે છે અને તે **પદમાં કે પાડા** નામે ઓળખાય છે. અને પશ્ચિમનો ફાંટો **ભાગીરથી** નામે ઓળખાય છે. વળી એજ ભાગીરથી છેક દક્ષિણમાં **હુગલી** નામે ઓળખાય છે.

**જમના** એ ગંગા નદીને મળનારી સૌથી મોટી નદી છે. એ નદી હિમાલયના જમ્નોત્રી શિખરમાંથી નીકળી અલાહબાદ આગળ ગંગાને મળે છે. આ ઉપરાંત ઉત્તર તરફથી **ગોગ્રા, રામગંગા ગોમતી, ગંડકી, કુશી** અને વિંધ્ય પર્વતમાંથી નીકળેલી **શોણ** દક્ષિણ તરફથી ગંગાને મળે છે. **ચંબલ** અને **બટવા** નદી વિંધ્ય પર્વતમાંથી નીકળી જમનાને મળે છે. કલકત્તાથી ઉત્તરે ૨૨ માઈલ પર ચંદ્રનગર સુધી મોટી આગબોટ આવી શકે છે. અને વહાણો તો છેક સંયુક્ત પ્રાંતોના ઉત્તર ભાગ સુધી ફરી શકે છે. ગંગા નદી પવિત્ર ગણાય છે અને તેને કાંઠે મોટાં મોટાં શહેરો છે.

**બ્રહ્મપુત્રા** ( ૧૮૦૦ ) નદી હિમાલયના ઉત્તર ઢાળેથી નીકળી **ટિબેટમાં** વહી હિમાલય પર્વત ઓળંગી હિંદુસ્તાનમાં આવી બંગાળાના ઉપસાગરને મળે છે. હિમાલયના ઉત્તર ભાગમાં એ **સાંપુ** નામે અને બ્રિટિશ રાજ્યમાં બ્રહ્મપુત્રા નામે ઓળખાય છે. ગંગા નદીની માફક મુખ આગળ એના બે ફાંટા થાય છે. પશ્ચિમ ફાંટો **જમના** નામે અને પૂર્વનો ફાંટો **બ્રહ્મપુત્રા** નામે ઓળખાય છે. આ

છેલા ફાંટાને ઇશાનમાંથી **સુરમા** નદી મળે છે અને તે ફાંટા પછી **મેઘના** નામે ઓળખાય છે. મુખ આગળ એનો પટ ૨૦ માઇલ છે.

**નર્મદા, તાપી** પશ્ચિમ તરફ વહી અરબી સમુદ્રમાં પડે છે.

**મહાનદી, ગોદાવરી, કૃષ્ણા** અને **કાવેરી** પૂર્વ બંગાળાના સમુદ્રને મળે છે. **મહાનદી** પૂર્વઘાટ તરફના ડુંગરમાંથી નીકળી કટક આગળ બંગાળી અખાતને મળે છે.

**ગોદાવરી** ( ૯૦૦ ) દક્ષિણમાં મોટામાં મોટી નદી છે. પશ્ચિમ ઘાટમાંથી નીકળી પૂર્વમાં વહેતી બંગાળાના અખાતને મળે છે. આ નદીમાંથી ખેતરોને પાણી પૂરૂં પાડવા ઘણી નહેરો બાંધવામાં આવી છે. **પેનગંગા, વાઇનગંગા, વર્ધા** ( આ ત્રણના સંગમની જે એક નદી બને છે તે **પ્રાણહિતા** કહેવાય છે. ) અને **માંજરા** એ ચાર નદીઓ ગોદાવરીને મળે છે.

**કૃષ્ણા** ( ૮૦૦ ) પશ્ચિમ ઘાટમાંથી મહાબળેશ્વર આગળથી નીકળી બંગાળાના ઉપસાગરમાં પડે છે. **તુંગ** અને **ભદ્રા** નામની બે નદીના સંગમથી ઉત્પન્ન થએલી **તુંગભદ્રા** નદી કૃષ્ણાને મળે છે.

**કાવેરી** નદી પશ્ચિમ ઘાટમાંથી નીકળી મ્હૈસુરમાં વહી બંગાળાના અખાતમાં પડે છે. શ્રીરંગપટ્ટન અને સિંવાસમુદ્રમ એ બે બેટો નદીમાં આવેલા છે. સિંવાસમુદ્રમ આગળ જે ધોધ પડે છે તેથી વીજળી ઉત્પન્ન કરી સાંચા કામ ચલાવવામાં આવે છે. તે ધોધ ૪૬૦ ફુટની ઉંચાઇએથી પડે છે.

**ઇરાવદી** ( ૧૦૦૦ ) બ્રહ્મદેશના ઉત્તરના ભાગમાંથી નીકળી દક્ષિણ તરફ આખા દેશમાં વહી માર્ટાબાનના અખાતમાં પડે છે. **રંગુન** નદી અને **બાસીન** નદી એ બંને તેના મુખ આગળના ફાંટા છે. **સાલવીન** નદી ટિબેટના પૂર્વ ભાગમાંથી નીકળી દક્ષિણ તરફ વહી માર્ટાબાનના અખાતમાં પડે છે.

**સરોવરઃ—બુલર** સરોવર કાશ્મીરમાં શ્રીનગર પાસે આવેલું છે. **સાંબર** રજપુતસ્તાનમાં ખારા પાણીનું સરોવર છે, અને એમાંથી મીઠું પકવવામાં આવે છે. **કોલર** ગોદાવરી અને કૃષ્ણાના મુખ વચ્ચે આવેલું છે. પૂર્વ કિનારા ઉપરનાં **ચીલકા, પુલીકટ** ખારા પાણીનાં સરોવર છે. આ બંને દરીઆ સાથે જોડાએલાં છે. એટલે તેને ખાડી કહીએ તોપણ ચાલે, કારણ કે સરોવરની ચારે બાજુએ જમીન જોઇએ. અને ચીલકા સરોવરને કાંઠે મીઠું પકવે છે.

**અખાત—માર્ટાબાન** નો અખાત બ્રહ્મદેશના દક્ષિણ કિનારાના મધ્ય ભાગમાં છે. **બંગાળાનો** ઉપસાગર પૂર્વ કિનારા અને બ્રહ્મદેશ વચ્ચે છે. **મનારનો** અખાત સિલોન અને મદ્રાસ ઇલાકા વચ્ચે છે.

**ભૂશિર—નિગ્રેસ** બ્રહ્મદેશના પશ્ચિમ કિનારા પર છે. **પલમાયરા** ભૂશિર ઓરીસાના કિનારાપર આવેલી છે. **કન્યાકુમારી** ભૂશિર હિંદુસ્તાનની છેક દક્ષિણમાં છે.

**સામુદ્રધુની—પાકની** સામુદ્રધુની સિલોનને હિંદુસ્તાનથી જુદો પાડે છે.

**કિનારો—કોરોમંડલ** હિંદુસ્તાનના પૂર્વ કિનારાનો દક્ષિણ ભાગ છે, અને **મલબાર** એ પશ્ચિમ કિનારાનો દક્ષિણ ભાગ છે.

**ટાપુઓ—સિલોન** હિંદુસ્તાનની દક્ષિણે છે. **લક્ષદ્વીપ** અને **માલદ્વીપ** દક્ષિણ હિંદુસ્તાનના પશ્ચિમ કનારે બે જુદા જુદા સમૂહ છે.

**અંદામાન** અને તેની દક્ષિણે **નીકોબાર** પૂર્વ તરફ બંગાળા સમુદ્રમાં આવેલા ગંગાળામુખાથી ઉત્પન્ન થએલા બેટોના સમૂહ છે. હિંદુસ્તાનના દક્ષિણ કિનારે રામનોસેતુ પાસે **રામેશ્વર** બેટ છે. **મેગુઇદ્વીપ સમૂહ** આંદામાન અને ટિનાસરીમ વચ્ચે આવેલો છે.

**બંદરો—કલકત્તા, મુંબઇ, રંગુન, મદ્રાસ, કરાંચી,**

અને **ચિતેગામ** એ મુખ્ય ૭ બંદરો દરીઆમાર્ગનો બધો વેપાર ચલાવે છે. **કલકત્તા** અને **મુંબઇ** પાસે આશરે ૭૫ ટકા વેપાર છે, અને બાકીના ચાર બંદરો તેથી ઉતરતાં છે.

એ ઉપરાંત બીજાં નાનાં બંદરો—મદ્રાસ ઇલાકામાં પશ્ચિમ કાંઠે **મેંગલુર, કાનાનુર, તેલીચેરી, કાલીકટ, કોચીન, આલેપી** છે. પૂર્વ કાંઠે—**તુતિકોરીન, નેગાપટણ, મચ્છલીપટણ, કોકોનાડ, વિઝાગાપટણ** છે. બ્રહ્મદેશમાં—**રંગુન**. બંગાળા ઇલાકા અને આસામમાં—**ચિતાગોંગ** છે. અને સિલોનમાં **કોલંબો** છે.

**હવાખાવાનાં સ્થળો**—ઉતાકામંડ મદ્રાસ ઇલાકામાં; **દેહરાદુન** આગ્રાપ્રાંતમાં; **સિમલા** પંજાબમાં; **આબુ** રજપુતાના એજન્સિમાં આવેલાં છે.

**લશ્કરી છાવણીઓ**—**બહલારી, ત્રિચિનાપલી** મદ્રાસ ઇલાકામાં; **બરાકપોર** બંગાળા પ્રાંતમાં; **કાનપુર, મીરત** આગ્રા પ્રાંતમાં; **ફૈઝાબાદ** અયોધ્યા પ્રાંતમાં; **મીયાનમીર, અંબાલા, મુલતાન, રાવળપીંડી** અને **શિયાળકોટ** પંજાબમાં છે. **પેશાવર** વાયવ્ય સરહદના પ્રાંતમાં; **કામટી** અને **સાગર** મધ્ય પ્રાંતમાં; **નીમચ, મહુ** મધ્યહિંદ એજન્સિમાં છે. **બોલારમ** નિજામના રાજ્યમાં; **બાગલોર** મ્હૈસુરમાં છે; **ત્રિંકોમાલી** સિલોનમાં છે.

**હિંદુનાં જાત્રાનાં સ્થળો**:—**શ્રીરંગમ**, મદ્રાસમાં; **ગયા, જગન્નાથપુરી**, અને **પારસનાથહીલ** (જૈનનું) છોટાનાગપુરમાં છે. **બનારસ** (**કાશી**), **મથુરા, વૃંદાવન, હરદ્વાર, બદરીનાથ, કેદારનાથ** અને **ગંગોત્રી** આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતોમાં આવેલાં છે. **અમ્રુતસર** (શીખ લોકોનું) પંજાબમાં; અને **આબુ** (જૈનનું) રજપૂતાના એજન્સિમાં આવેલાં છે.

**દેશી રાજ્યો**:—**ત્રાવણકોર, કોચીન** અને **પુદુકોટા** મદ્રાસ ઇલાકામાં; **કુચબિહાર, મણીપુર** અને **ટિપરા** પૂર્વ બંગાળા અને આસામમાં છે. **સિક્કિમ** બંગાળા પ્રાંતમાં;

રામપુર, ગઢવાલ આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતોમાં; ભાવલપુર, પતિઆલા, ઝીંદ, નભા, કપુરથલા, ફરીદકોટ અને મુંડી પંજાબમાં છે. બસ્તાર મધ્ય પ્રાંતોમાં આવેલાં છે.

**રેલવે માર્ગો**:—મુંબઇથી જી. આઇ. પી. રેલ્વેને રસ્તે પેશાવર જતાં નીચેનાં મોટાં સ્ટેશનો આવે છે.–કલ્યાણ, ઇગતપુરી, મનમાડ, ભુસાવળ, ભોપાળ, ઝાંસી, આગ્રા, દિલ્હી, અંબાલા, અમૃતસર અને લાહોર સ્ટેશનો આવે છે. નાગપોરને રસ્તે કલકત્તા જતાં કલ્યાણ, ઇગતપુરી, મનમાડ, ભુસાવળ, નાગપોર, રાયપોર અને બિલાસપુર સ્ટેશનો આવે છે. મુંબઇથી મદ્રાસ જતાં—કલ્યાણ, પુના, ધોંડ, હોતગી, રાયપુર, ગુતી અને આર્કોનમ સ્ટેશનો આવે છે. મુંબઇથી દિલ્હી જી. આઇ. પી. રેલવેને રસ્તે જતાં ૨૯ કલાક લાગે છે. અને બી. બી. એન્ડ સી. આઇ. રેલવેને રસ્તે દિલ્હી જતાં ૨૭½ કલાક લાગે છે. બી. બી. એન્ડ સી. આઇ રેલવે રસ્તે દિલ્હી જવા સારૂ નાગદા મથુરા રેલવે કાઢી છે તે રસ્તે સુરત વડોદરા, ગોધરા, રતલામ, નાગદા, કોટા, ભરતપુર અને મથુરા સ્ટેશનો આવે છે. જમીન માર્ગે મુંબઇથી કરાંચી જતાં ૪૪ કલાક લાગે છે. અને ૯૯૩ માઇલ. છે. પણ ત્રણ જગ્યાએ અમદાવાદ, મારવાડ અને હૈદ્રાબાદ આગળ ગાડી બદલવી પડે છે. સૌથી મોટી રેલવે નોર્થવેસ્ટર્ન રેલવે ૩૦૦૬ માઇલની છે. તે કરાંચી, પેશાવર અને લાહોર આગળ થઇને જાય છે.

**આબોહવા**:—આ દેશની આબોહવા મુખ્ય ત્રણ પ્રકારની છે. (૧) ભેજવાળી અને શિઆળા અને ઉનાળાના ઉષ્ણતામાનમાં બહુ ફેર નહિ એવી હવા. આ જાતની હવા ત્રાવણકોર, મલબાર અને બ્રહ્મદેશના કિનારાપર જોવામાં આવે છે. એ ભાગો ઉષ્ણ કટિબંધમાં અને દરિઆ કિનારાપર આવેલા છે. (૨) સુકી અને શિઆળામા અતિશય ઠંડી અને ઉનાળામાં અતિશય ગરમ એવી.

પંજાબ અને સિંધમાં પહાડોને લીધે શિઆળામાં અ ઠંડી અને રણને લીધે ઉનાળામાં અતિશય ગરમી જોવામાં આવે છે. (૩) **અતિશય વરસાદવાળી** આસામના ઉંચા ડુંગરો અને કારવાડના કિનારા પાસેના ડુંગરો મોસમના ભેજવાળા પવનોને અટકાવી, ઠારી, ભેજ લઇ લે છે, તેથી ત્યાં વધારે વરસાદ પડે છે.

**ઋતુઓ:**—અહીં મુખ્ય ત્રણ ઋતુઓ જોવામાં આવે છે. **શિઆળો** નવેમ્બરથી ફેબ્રુઆરી, **ઉનાળો** માર્ચથી જુન અને **વર્ષા** જુલાઇથી અકટોબર સુધી રહે છે. હિંદુસ્તાનનો મુખ્ય પવન ઇશાન તરફનો છે અને નૈઋત્યનો પવન જ્યાં જ્યાં પહાડને કાટખુણે અડકે છે ત્યાં ત્યાં વરસાદ વધારે પડે છે. એ પવન પશ્ચિમ કિનારે ઘાટને કાટખુણે છે તેથી **રત્નાગીરી, કારવાડ,** અને **મુંબઇ**માં વધારે વરસાદ પડે છે. એજ પવન બંગાળાના ઉપસાગરમાંથી વધારે ભેજ લેતો **ખાસ્યાના** ( આસામના ) ડુંગર તરફ જાય છે; એટલે જેટલો ભેજ હોય છે તે વરસાદ રૂપે ત્યાં તુટી પડે છે. એ નૈઋત્યનો પવન એપ્રિલથી શરૂ થઇ છેક સપ્ટેમ્બર સુધી રહે છે. **મહાબળેશ્વર** પર વરસમાં સરાસરી ૨૪૦ ઇંચ અને ખાસ્યા ડુંગરના **ચેરાપુંજી**માં આશરે ૫૨૫ ઇંચ વરસાદ પડે છે, પૃથ્વીપર વધારેમાં વધારે વરસાદ આ જગાએ પડે છે.

**વનસ્પતિ:**—ઉષ્ણતા અને ભેજવાળા પ્રદેશમાં થનારો **સાગ** દક્ષિણમાં અને બ્રહ્મદેશમાં થાય છે. ઉષ્ણકટિબંધમાં થતી **નાળિએરી** અને દરિઆ કિનારે થનાર **તાડ**નાં ઝાડ અને **નાળિએરી** કિનારાપર અને બંગાળાના અખાતના ટાપુપર જોવામાં આવે છે. **સાલ** નામનું બીજું ઇમારતી લાકડું હિમાલયની તળેટીમાં અને છોટાનાગપુરમાં અને મધ્ય પ્રાંતના જંગલમાં થાય છે. **સુખડ** મહૈસુરમાં, **દેવદાર** હિમાલયની વાયવ્યના પ્રદેશોમાં અને ઇંડિઆ રબર, **આસામ** અને બ્રહ્મદેશમાં થાય છે. વડ, **પીપળો, આમલી, આંબા,**

**લીંમડા, સીસમ અને વાંસ** હિંદુસ્તાનમા ઘણા ભાગમાં જોવામાં આવે છે.

**જનાવરો:**—સિંહ માત્ર ગુજરાતમાં ગીરના જંગલમાં જોવામાં આવે છે. હાથી બ્રહ્મદેશ અને મ્હૈસુર તરફ જોવામાં આવે છે. ગેંડા બંગાળા, આસામ અને બ્રહ્મદેશમાં જોવામાં આવે છે. કસ્તુરીમૃગ ન ચમરીગાય હિમાલયમાં થાય છે. જે ઘેટાં કાશ્મીરમાં થાય છે તેનું ઊંન ઘણું વખણાય છે. દક્ષિણના જંગલમાં ઝેરી સાપ થાય છે. કેટલીક નદીઓમાં મગર જોવામાં આવે છે.

**વસ્તી:**—હિંદુસ્તાનના સામ્રાજ્યની વસ્તી ઇ. સ. ૧૯૧૧ ની ગણુતરી પ્રમાણે ૩૧½ કરોડની છે. આ દેશમાં ૫૦ હજારથી વધારે વસ્તીવાળાં શહેર માત્ર ૭૫ છે. હિંદુસ્તાનના ક્ષેત્રફળના ત્રણ ભાગમાં અંગ્રેજી અમલ છે. અને બે ભાગમાં દેશી રાજાનો અમલ છે. પણ બ્રિટિશ મુલકમાં વસ્તીના ચાર ભાગ અને દેશી રાજ્યમાં એક ભાગ રહે છે.

**જાતો:**—કોલેરીઅનો આ લોક અનાર્ય છે. તે છોટાનાગપુર અને મધ્ય પ્રાંતમાં જોવામાં આવે છે. દ્રાવીડો દક્ષિણ હિંદુસ્તાનમાં રહે છે. અને તેઓ કેળવાએલા પણ આર્યથી જુદા છે. **આર્ય** લોકની વસ્તી ઉત્તર ભાગમાં વધારે છે. અને ઉંચી કેળવણી પામેલા છે. મોંગોલ લોક બ્રહ્મદેશમાં અને હિમાલયના ટિબેટ તરફના ભાગમાં વસે છે. **મુસલમાન** લોકોએ હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં રાજ્ય સ્થાપ્યું હતું તેથી તેઓની વસ્તી જુદા જુદા ભાગમાં છે. પારસી લોકો ઇરાનમાંથી આવી મુંબઇ ઇલાકાના પશ્ચિમ કિનારે વસ્યા. તેમની વસ્તી ૧ લાખ છે. તેઓ સાહસિક અને વિદ્વાન છે. **યાહુદી** લોકોની વસ્તી કોકણમાં વધારે છે. **ખ્રિસ્તી** લોકો મદ્રાસ ઇલાકામાં વધારે છે અને તેમની વસ્તી ૩૦ લાખ છે.

**ભાષાઓ:**—હિંદમાં બોલાતી કુલ ભાષા ૧૪૭ છે.

એમાંની ઘણી ખરીનાં મૂળ સંસ્કૃત, દ્રાવીડી કે બ્રહ્મી છે. સંસ્કૃત ભાષામાંથી નીકળેલી બંગાળી, ઉર્યા (ઓઢીઆમાં બોલાતી), હિંદી, પંજાબી, ગુજરાતી અને સિંધી ભાષાઓ આર્ય લોકની છે. હિંદુસ્તાની અથવા ઉર્દુ ભાષા અરબી અને ફારસી ભાષાના શબ્દોથી મિશ્રિત હિંદી ભાષા છે. દ્રાવીડી ભાષાઓ ખાસ મદ્રાસ ઇલાકામાં બોલવામાં આવે છે. તેમાંની મુખ્ય તામીલ (દક્ષિણ મદ્રાસની), તેલુગુ (ઉત્તર મદ્રાસની), મલાયમ (મલબાર કિનારાની), કાનડી (કેનેડા, મ્હૈસુર અને કર્ણાટકની) અને ગોંડ (હિંદુસ્તાનના ગોંડ લોકની) ભાષાઓ છે. આ ભાષાઓની અંદર સંસ્કૃત ભાષાના ઘણા શબ્દો દાખલ થએલા છે. બ્રહ્મિભાષાઓ ચીનદેશની ભાષા જેવી છે અને તે બ્રહ્મદેશમાં બોલાય છે. અંગ્રેજી ભાષાનો હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં અભ્યાસ થાય છે. અને સરકારી મોટી કચેરીમાં એ ભાષા વપરાય છે.

**ધર્મો**:—હિંદુસ્તાનની વસ્તીનો મોટો ભાગ (૭૦ ટકા) હિંદુ ધર્મ પાળે છે. તેનાથી ઉતરતી સંખ્યા (૨૦ ટકા) મુસલમાની ધર્મ માને છે. પૂર્વ બંગાળા અને વાયવ્ય પ્રાંત તરફ મુસલમાનોની વસ્તી વધારે છે. બૌદ્ધ ધર્મ માનનારાની સંખ્યા કુલ વસ્તીના ૩ ટકા છે અને તેઓ બ્રહ્મદેશ, સિકીમ અને કાશ્મીરના ઇશાન ભાગમાં વસે છે. જૈન ૧૩ લાખ, શીખ ૨૨ લાખ, અને ખ્રિસ્તી ૩૦ લાખ છે. ડુંગરમાં રહેનારી અનાર્યવસ્તી (૮૬ લાખ) ઝાડ, સાપ વગેરેનેજ દેવ માને છે. એમ જૈન, શીખ, ખ્રિસ્તી અને પારસી ધર્મો પણ હિંદુસ્તાનમાં છે.

**ધંધાઓ**:—હિંદુસ્તાનમાં લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે, અને વસ્તીનો ⅔ ભાગ ખેતીપર ગુજરાન ચલાવે છે. એથી ઉતરતો ધંધો વણવાનો છે. અને તેમાં ૭૫ લાખ રોકાએલા રહેછે. એ વણનારની સંખ્યાના ⅔ કરતાં વધારે લોક હાથે કાપડ વણી પોષણ મેળવે છે. અગાઉ હિંદુસ્તાનમાંથી રેશમી

અને સુતરાઉ કાપડ પરદેશ ઘણું જતું પણ તેને બદલે હાલ યુરોપથી ઘણું કાપડ અતરે આવે છે. કેટલાક ધંધાની પેદાશ હિંદુસ્સાનમાં ખપી જાય છે. હિંદુસ્તાનની શેત્રંજી, કિનખાબ, સોનેરી અને રૂપેરી કસબનું કામ, સોના, રૂપા, હાથીદાંત અને સુખડનું કોતરકામ, મલમલ અને જવાહીરના દાગીના હજુ વખણાય છે અને કેટલોક માલ પરદેશ ખાતે જાય છે. હિંદુસ્તાનમાં ઇ. સ. ૧૯૦૫માં ૧૧૪ કોયલાની ખાણુ, ૩૪ શણુની મિલ અને ૧૯૭ કાપડની મિલ હતી. કાપડની મિલોનો મોટો ભાગ મુંબઇ અને ગુજરાતમાં અને શણુની મિલો બંગાળામાં છે.

**ખનીજઃ**—કોયલા બંગાળા, આસામ, મધ્ય પ્રાંતો અને મદ્રાસમાંથી નીકળે છે પણ તે વિલાયતી કોયલા કરતાં હલકા છે. એકલા બંગાળામાં ૧૦૫ કોયલાની ખાણો છે. લોખંડ આખા હિંદુસ્તાનમાં મળે છે. મદ્રાસ અને વિંધ્યની ખાણુમાંથી જે કાચું લોખંડ નીકળે છે તે ઘણું ઉત્તમ ગણાય છે. કેરોસીન તેલ બ્રહ્મદેશમાંથી નીકળે છે. મીઠું પંજાબના ( સોલ્ટરેન્જ) મીઠાના ડુંગરમાંથી પુષ્કળ નીકળે છે. કલાઇ બ્રહ્મદેશના ટિનાસરીમ પ્રાંતમાંથી નીકળે છે. ઉપલા ખનીજો મોટા જથામાં નીકળે છે, એ ઉપરાંત જે ખનીજો થોડા જથામાં નીકળે છે તે નીચે પ્રમાણે છે, સોનું મ્હૈસુરમાં; તાંબુ અને સીસું બંગાળામાં; હીરા ગોલકોંડામાં; માણેક ઉપલા બ્રહ્મદેશમાં; અબરખ છોટાનાગપુર અને બહારમાં; પ્લેમ્બેગો ત્રાવણકોરમાં અને મેંગેનીઝ મદ્રાસ ઇલાકામાં જડે છે.

**ખેતીની પેદાશઃ**—જુદી જુદી હવાને લીધે ઘણી જાતની જુદી જુદી જાતની પેદાશ થાય છે. દરીઆ કિનારે વરસાદ વધારે હોવાથી ડાંગર, દક્ષિણની કાળી જમીનમાં રૂ, પંજાબમાં પોદ્ધા ઘઉં, ગુજરાતમાં ચાસીઓ ઘઉં, બંગાળામાં શણ, અને આસામમાં ચા પુષ્કળ થાય છે. સામાન્ય અનાજ બધે ઠેકાણે થાય છે. અનાજમાં ઘઉં, ચોખા,

બાજરી, જુવાર, ચણા, કઠોળ. તેલબીઆંમાં અળસી, તલ, સરસવ, દીવેલી, શીંગ અને ખરસાણી; રેશામાં રૂ, શણ, રેશમ અને ઉન; રંગમાં ગળી, અને કોસંબ; ઔષધિમાં સિંકોના, અફીણ, ગાંજો, તમાકુ, ચા, ખુંદ વગેરે છે.

**વેપારઃ**—હિંદુસ્તાનનો દરીઆ મારફતનો કુલ વેપાર (આવક જાવક મળીને) ૧૯૧૦ ની ગણુતરી પ્રમાણે ૩૯૦ કરોડ, રૂપીઆનો છે. એમાંનો ½ વેપાર ઇંગ્લાંડ જોડે, તેનાથી ઉતરતો જર્મનિ જોડે, પછી ચીન જોડે છે. પછી યુનાઇટેડ સ્ટેટસ, પછી ફ્રાન્સ અને જાપાન દેશો જોડે છે. જમીન માર્ગનો હિંદુસ્તાનની સરહદ પરના મુલકો, અફઘાનિસ્તાન અને નેપાળ જોડે આશરે ૧૪ કરોડ રૂપીઆનો વેપાર થાય છે.

( ૧૯૧૦–૧૧ ) ના વરસની ગણુતરી પ્રમાણે નિકાસ તથા આયાત છેઃ—

**મુખ્ય નિકાસઃ**—રૂ ૩૬ કરોડ રૂપીઆનું, ચોખા ૨૩ કરોડ, સણુ ૧૫ કરોડ, તેલીબીઆં ૨૫ કરોડ, ઘઉં અને લોટ ૧૨ કરોડ, ચા ૧૨ કરોડ, લાખ ૨ કરોડ, ઉન ૩ કરોડ, ખુંદ ૧$\frac{1}{4}$ કરોડ, અને ગળી ૩૩ લાખ રૂપીઆની છે.

**મુખ્ય આયાતઃ**—સુતરાઉ કાપડ અને સુતર ૪૫ કરોડ રૂપીયાનું, ખાંડ ૧૩ કરોડ, સાંચા કામ ૫ કરોડ, ગરમ કાપડ ૩ કરોડ, ધાતુ ચપ્પુ વગેરે લોખંડનો સામાન ૧૭ કરોડ, દારૂ ૨ કરોડ, રેશમી કાપડ ૩ કરોડ, રેલવેનો સામાન (૪ કરોડ) કાચ, રંગો, કાચું રેશમ, કાગળ અને મીઠું છે.

**રાજ્ય વહીવટઃ**—ઇંગ્લાંડના રાજા હિંદુસ્તાનના શહેનશાહ છે. ઇંગ્લાંડમાં હિંદુસ્તાનના રાજ્ય ઉપર દેખરેખ રાખવા હિંદનો પ્રધાન નીમેલો હોય છે. પહેલા વર્ગમાં ચાર મોટા રાજ્યો, **નિજામ, મ્હૈસુર, વડોદરા અને કાશ્મીર** છે, અને ત્રણ મોટી એજન્સિ **રજપુતાના એજન્સિ મધ્યહિંદુસ્તાન** એજન્સિ **અને બલુચિસ્તાન એજન્સિ** સીધી વાઇસરોયની દેખરેખ નીચે છે. ગવર્નર

જનરલ રાજાનો પ્રતિનિધિ છે. માટે તે વાઇસરોય (રાજાનો પ્રતિનિધિ ) પણ કહેવાય છે.

**હિંદુસ્તાનના રાજ્યની ઉપજ:**—ઈ. સ. ૧૯૦૫-૦૬ માં કુલ ઉપજ ૧૨૭ કરોડ રૂપીઆની હતી. એમાંનો લગભગ ચોથો ભાગ ખેડુતો સરકારી જમીન ખેડે છે તે બદ્દલ આપે છે. રેલવે ( સરકારી) ની ઉપજ ચોથા ભાગ કરતાં વધારે છે. મીઠું, અફીણ, જકાત આબકારીખાતું, પોસ્ટ ઓફિસખાતું, ટેલિગ્રાફ ખાતું વગેરે બીજા ખાતામાંથી સરકારની બાકીની મહેસુલ ઉત્પન્ન થાય છે.

**ખરચ:**—ઉપજનો લગભગ ચોથો ભાગ લશ્કરી ખાતામાં, ચોથો ભાગ રેલવે ખરચમાં, ચોથો ભાગ સરકારી અમલદારોના પગારમાં અને બાકીનો ચોથો ભાગ ઇરિગેશન, પબ્લિક વર્કસખાતું, વ્યાજ, પોસ્ટ ઓફીસ વગેરેના સામાન્ય ખરચમાં જાય છે.

**લશ્કર**—હિંદુસ્તાનમાં અંગ્રેજી અને દેશી લશ્કર આશરે ૨। લાખનું છે. એ ઉપરાંત દેશી રાજાઓ પોતાને ખરચે અંગ્રેજી પદ્ધતિએ લશ્કર કેળવી સરકારને જરૂરને પ્રસંગે આપે છે. એવું લશ્કર લગભગ ૧૭૦૦૦ માણસનું છે. વળી કેટલાક માણસો રાજીખુશીથી સરકારને અમુક પ્રસંગે મદદ કરવા લશ્કરી કેળવણી લે છે. એવું લશ્કર લગભગ ૧૩૦૦૦ માણસનું છે.

**કેળવણી:**—સરકારે કેળવણી આપવા માટે પ્રાથમીક શાળાઓ, માધ્યમિક શાળાઓ, હાઇસ્કુલો અને કાલેજો સ્થાપેલાં છે. **कलकत्ता, मुंबइ, मद्रास, लाहोर** અને **अलाहाबाद** યુનિવર્સીટીઓ સ્થાપેલી છે. અને તે પરિક્ષા લે છે અને પદવી આપે છે. હુન્નર, કળાનું જ્ઞાન આપવા, વૈદકનું જ્ઞાન આપવા, ખેતીવાડીનું જ્ઞાન આપવા અને કાયદાનું જ્ઞાન આપવા સરકારે જુદાં જુદાં વિદ્યાલયો સ્થાપેલાં છે. સરકારે ઠામઠામ કન્યાશાળાઓ પણ કાઢી છે.

---

## હિંદુસ્તાનના રાજકીય ભાગો ત્રણ પ્રકારના છે.

### (૧) અંગ્રેજનાં ખાલસા મુલકો (પ્રાંતો.)

| | | |
|---|---|---|
| (૧) મુંબઈ ઇલાકો ... ... | મુંબઇ | ૯૭૯૪૪૫ |
| (૨) મદ્રાસ ઇલાકો ... ... | મદ્રાસ | ૫૧૮૬૬૦ |
| (૩) બ્રહ્મદેશ ... ... | રંગુન | ૨૯૩૦૦૦ |
| (૪) આસામ... ... ... | ગૌહતી | ૧૧૦૦૦ |
| (૫) બંગાળા ઈલાકો... ... | કલકત્તા | ૧૨૨૨૩૧૩ |
| (૬) બહાર અને ઓરીસા. | પટણા | ૧૩૬૦૦૦ |
| (૭) આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો .. ... | અલાહાબાદ | ૧૭૨૦૦૦ |
| (૮) પંજાબ ... ... ... | લાહોર | ૨૨૯૦૦૦ |
| (૯) વાયવ્ય સરહદનો પ્રાંત... | પેશાવર | ૯૮૦૦૦ |
| (૧૦) બલુચિસ્તાન. ... ... | કવેટા | ૩૪૦૦૦ |
| (૧૧) અજમેર મ્હેરવાડા ... | અજમેર | ૮૬૦૦૦ |
| (૧૨) મધ્ય પ્રાંતો અને વરાડ. | નાગપોર | ૧૦૧૦૦૦ |

### (૨) અંગ્રેજ તાબાના દેશી રાજયો (એજન્સિઓ વગેરે.)

| | | |
|---|---|---|
| (૧) કાશ્મીર... ... ... | શ્રીનગર | ૧૨૬૦૦૦ |
| (૨) રજપુતાના એજન્સિ ... | જોધપુર | ૬૦૦૦૦ |
| (૩) મધ્યહિંદ એજન્સિ... | ગ્વાલીઅર | ૪૭૦૦૦ |
| (૪) નિજામનું રાજય ... | હૈદ્રાબાદ | ૫૦૧૦૦૦ |
| (૫) મ્હૈસુર ... ... ... | મ્હૈસુર | ૭૧૦૦૦ |

### (૩) સ્વતંત્ર અને પરદેશી સંસ્થાનો.

| | | |
|---|---|---|
| (૧) નેપાળ (સ્વતંત્ર) | ખટમંડુ | ૫૦૦૦૦ |
| (૨) ભુતાન ,, | પુનાખા | ........ |
| (૧) ફ્રેન્ચ સંસ્થાનો (પરદેશી) | પોંડીચરી | ૧૮૫૦૦૦ |
| (૨) ફીરંગી સંસ્થાનો ,, | ગોવા | ......... |
| સિલોન બેટ | કોલંબો | ૧૫૮૦૦૦ |

## (૨) મદ્રાસ ઇલાકો.

અંગ્રેજ સરકારના તાબાનો જુનામાં જુનો પ્રાંત મદ્રાસ ઇલાકો મુંબઇ ઇલાકાની દક્ષિણે આવેલો છે. એમાં વસ્તી મુંબઈ ઇલાકા કરતાં સવાગણી છે. એમાં દક્ષિણ હિંદુસ્તાનનો ઘણો ભાગ અને બંગાળા ઉપસાગરનો બધો પશ્ચિમ કિનારો આવેલો છે.

**વિભાગ**:—(૧) **મલબાર**, (૨) **કર્ણાટક** અને (૩) **उत्तर सरकार**.

**શહેરો**:—**મદ્રાસ** એ ઇલાકાની રાજધાની અને હિંદુસ્તાનનું વસ્તીમાં ત્રીજું શહેર **કોરોમંડલ** કિનારા પર આવેલું છે. ઈ. સ. ૧૬૩૯ માં આ શહેર સ્થાપવામાં આવ્યું હતું. અહીંથી ચામડાં, ગુંદ, રૂ, ચોખા, ગળી, તેલીબીઆં, ગરમ મશાલો, ચા અને તમાકુ પરદેશ ચડે છે. **કાંચીવરમ** મદ્રાસની નૈઋત્યમાં દહેરાં માટે પ્રખ્યાત છે. ચૌલ્ય રાજ્યની આ રાજધાની હતી. **તંજાવર** ઇ. સ. ૧૭૯૯ માં લોર્ડ વેલેસ્લીએ બ્રિટિશ રાજ્યમાં જોડી દીધું. **મદુરા** એ જુના વખતમાં બનેલાં મહાદેવનાં વિશાળ અને સુંદર દહેરાં માટે પ્રખ્યાત છે. આગળ આ શહેર પાંડય રાજ્યની રાજધાની હતું. **સાલેમ** એ સાલેમ જિલ્લાનું મુખ્ય શહેર છે. અને તે જિલ્લો પોલાદના કામને માટે પ્રખ્યાત છે. એની પાસેના શિવરૂઇ ડુંગર પર ગુંદ થાય છે.

**લશ્કરી છાવણી**:—**બલ્લારી** અને **ત્રિચેનાપલ્લી** એ બીડી (ચીરૂટ) અને જવાહીરના દાગીના માટે પ્રખ્યાત છે. આ બંનેમાં લશ્કર રહે છે.

**જાત્રાનાં સ્થળ**:—**શ્રીરંગમ** કાવેરી નદીના એક ટાપુ પર વિષ્ણુપંથી રામાનુજ સંપ્રદાયવાળાની જાત્રાનું સ્થળ છે.

**હવાખાવાનાં સ્થળ**:—**ઉતાકામંડ** નીલગિરિના ઉચ્ચ પ્રદેશ પર છે. મદ્રાસના ગવર્નર ઉનાળામાં ત્યાંજ રહે છે.

**ઐતિહાસિક શહેરો:—अंबुर, आर्णी, वांदीवाश, आर्काट, पोलिलोर** અને **पांतोनोवो** પાસે લડાઇઓ થઈ હતી.

**બંદરો:—नेगापटण** કાવેરીના મુખપર છે. અહીંથી સિલોન ચોખા જાય છે. **कालीकट**માં વાસ્કોડીગામાં પહેલ વહેલો ઇ. સ. ૧૪૯૮માં આવ્યો હતો. **मेंगलुर, कानानुर** અને **तेलीचेरी** આ છેલ્લા ચાર બંદરો મલબાર કાંઠે આવેલાં છે. **मच्छलीपटण** કૃષ્ણા નદીના મુખ પાસે છે. અહીં અંગ્રેજોની કોઠી પ્રથમ હતી અને ત્યાર પછી મદ્રાસમાં કોઠી નાખી. **विजागापटण** ઉત્તર સરકારનું બંદર શીગડાની પેટીને માટે પ્રખ્યાત છે.

**પર્વત:—नीलगिरि** મ્હૈસુરની દક્ષિણે છે. એમાં **दोदा-बेटा** શિખર ઘણું ઉંચું છે. નીલગિરિની દક્ષિણે **પાલઘાટનું** બારૂં અને તેની દક્ષિણે **અનમલાઇ, કારડેમમ** અને **પાલની** ડુંગર છે.

**સરોવરો:—चिलका, पुलिकट** પૂર્વ કાંઠે ખારા પાણીનાં સરોવર છે. તેમાં ચીલકા સરોવરના કાંઠે મીઠું પકવવામાં આવે છે. **कोलर** ગોદાવરી અને કૃષ્ણાના મુખ વચ્ચે આવેલું છે.

**ભૂશિર:—कन्याकुमारी** એ છેક દક્ષિણ બિંદુ છે.

**નદીઓ:—गोदावरी, कृष्णा,** અને **कावेरी** એ ત્રણે નદીઓ પશ્ચિમ તરફથી નીકળી બંગાળી સમુદ્રને મળે છે. **पेन्नेर पालार, पन्नार** અને **कालेरुन** એ કાવેરીના મુખ આગળનો ફાંટો છે. **वैगा** ત્રાવણકોરના ડુંગરમાંથી નીકળી પાકની સામુદ્રધુનીમાં પડે છે. આ બધી નદીઓમાં બંધ બાંધી તેનું પાણી નહેર વડે ખેતરોને પુરૂં પાડવામાં આવે છે.

**અખાત:—मनार**નો અખાત દક્ષિણમાં આવેલો છે.

**સામુદ્રધુની:—पाकनी** સિલોનને હિંદુસ્તાનથી જુદો પાડે છે.

**બેટો:—रामेश्वर** છેક દક્ષિણમાં હિંદુઓનું જાત્રાનું મોટું ધામ છે. **लक्षद्वीप** મલબાર કાંઠે પરવાળાના ટાપુઓનો સમૂહ છે. નાળિએર તેની મુખ્ય પેદાશ છે.

## મદ્રાસ ઈલાકાના તાબાનાં દેશી રાજ્યો.

(૧) ત્રાવણકોર–નું હિંદુ દેશી રાજ્ય છે. **ત્રિવેંદ્રમ** તેની રાજધાની છે. અને **આલેપી** બંદર છે. એમાં પીપર અને એલચી થાય છે.

( ૨ ) **કોચીન** એ હિંદુ દેશી રાજ્યની રાજધાની **અર્નાકોલમ** છે.

( ૩ ) પુદુકોટા—રાજ્ય તંજાવરની નૈઋત્યમાં છે તેની રાજધાની **પુદુકોટ** છે.

કર્નલ કલાઇવે ફ્રેંચ પાસેથી ઉત્તર સરકાર ઇ. સ. ૧૭૫૯ માં લીધો. કર્ણાટકના બેલ્લારી અને કડપા નિજામ પાસેથી ઇ. સ. ૧૭૫૯ માં અંગ્રેજોને મળ્યા. સેલમ, મલબાર અને મદુરા ટીપુ સાથેના પહેલા વિગ્રહમાં ઇ. સ. ૧૭૯૨ માં મળ્યા. લોર્ડ વેલેસ્લીએ કર્ણાટક, કાનડા, કોઇમ્બપુર અને તંજાવર ઇ. સ. ૧૭૯૯માં લીધાં હતાં.

આખા મુલકમાં ખેતી છે. અને વસ્તીનો ¾ ભાગ ખેતી પર ગુજરાન ચલાવે છે. ખેતીની મુખ્ય પેદાશ–ચોખા, તમાકુ, શેરડી, રૂ, તેલીબીઆં, અને ગરમ મશાલા છે. ઉંચી જાતની તમાકુ પણ ત્યાંજ થાય છે, અને તેનો મોટો વેપાર છે. પશ્ચિમ ઘાટ અને નીલગિરિ પર્વતો પર ચા, બુંદ ને સિંકોના થાય છે. આર્કાટ અને નેલુરમાં ગળી થાય છે. લોખંડની કાચી ધાતુ, અબરખ અને મેંગેનીઝની કાચી ધાતુ જમીનમાંથી નીકળે છે. પશ્ચિમઘાટના વૈનાદના ઉચ્ચ પ્રદેશમાંથી કેટલું સોનું અને ગોદાવરી અને કૃષ્ણા નદીના જિલ્લામાંથી હીરા નીકળે છે.

આ ઇલાકાના લોકોના મુખ્ય હુન્નરો–સુતરાઉ કાપડ વણવાનો છે. અને પીત્તળ અને માટીનાં વાસણ બનાવવાનો છે.

**નિકાસઃ**—ચામડાં, રૂ, બુંદ, તેલીબીઆં, ચોખા, ગળી, તેલ અને ખાંડ છે.

## કુર્ગ.

આ બ્રિટિશ પ્રાંત મદ્રાસ ઇલાકાના પશ્ચિમ કિનારા પર છે. ઇ. સ. ૧૮૮૪ માં આ નાનું રાજ્ય લોકોની વૃત્તિને અનુસરીને અંગ્રેજ સરકારે ખાલસા કર્યું હતું. એ મુલક ઘણોજ પહાડી છે, તેમાં ક્ષુંદ અને એલચી થાય છે. મ્હૈસુરનો રેસિડંટ તેજ કુર્ગનો ચીફ કમિશનર છે તેનું મુખ્ય શહેર **मर्कारा** છે.

## અંદામાન અને નિકોબાર.

મદ્રાસ ઇલાકાની પૂર્વે આવેલા બંગાળી સમુદ્રના પૂર્વ ભાગમાં આ બંને ટાપુઓના સમૂહ આવેલા છે. **અંદામાન** ટાપુના બે સમૂહ છે, જેવાં કે મોટા **અંદામાન** અને નાના **અંદામાન.** ઇ. સ. ૧૮૫૮ થી ત્યાં દેશનિકાલની સજા થયેલ કેદીઓને રાખવામાં આવે છે. **पोर्टब्लेर** એ તેનું મુખ્ય બંદર છે. તેમાં ઇ. સ. ૧૯૦૫ માં ૧૪ હજાર કેદી હતા. તેની મુખ્ય પેદાશ સાગ છે. **निकोबार** ટાપુ નાના અંદામાનની દક્ષિણે આવેલા છે. એ ટાપુ પહેલાં ડેન્માર્કને તાબે હતા, પણ ૧૮૬૯ થી અંગ્રેજ સરકારને તાબે છે, એની મુખ્ય પેદાશ નાળિએર છે.

## ( ૩ ) ब्रह्मदेश.

બ્રહ્મદેશ જે અંદામાનની પૂર્વે આવેલો છે તે હિંદુસ્તાનના રાજ્યમાં સૌથી મોટો પ્રાંત છે. આ પ્રાંતની પૂર્વે ચીન અને સિઆમ આવેલા છે. આ "નૉન રેગ્યુલેશન" પ્રાંત ઇ. સ. ૧૮૮૬ માં ચીફ કમિશનરની દેખરેખ નીચે મૂકવામાં આવ્યો હતો. પણ ઇ. સ. ૧૮૯૭ થી ત્યાં લેફ્ટેનન્ટ ગવર્નર નીમવામાં આવેલો છે.

**શહેરો:—रंगुन** બ્રહ્મદેશનું મુખ્ય શહેર છે. અને તે રંગુન નદી પર આવેલું છે. હિંદુસ્તાનમાં આ બંદર ત્રીજે નંબરે છે. આ બંદરેથી ચોખા અને સાગ પુષ્કળ ચઢે છે. શહેરમાં અડધી

વસ્તી બ્રહ્મી લોકની છે. અને બાકીના લોક જૈન, હિંદુ, શીખ અને પારસી છે. **मांडले** ઇરાવદીના કાંઠા ઉપર છે. અને તે ઇ. સ. ૧૮૮૭ સુધી બ્રહ્મદેશના રાજાની રાજધાની હતું. **आकिआब** આરાકાનનું અને **मुल्मैन** ટિનાસરીમનું મુખ્ય શહેર છે. **बासीन** બાસીન નદીની બંને બાજુ ઉપર આવેલું છે. **प्राम** ઇરાવદીને કિનારે આવેલું છે. રંગુનથી અહીં સુધી રેલવે છે. **अमरपुर** અને **आवा** જુની રાજધાનીના ખંડેરો છે. **भामो** માંડલેની ઉત્તરે ચીન સાથે વેપારનું મુખ્ય શહેર છે.

**પર્વત**—**आरा**[illegible]**नयोमा** પશ્ચિમની હાર અને **पेगुयोमां** પૂર્વની હાર નામે ઓળખાય છે.

**નદીઓ:**—**इरावदी** અગે **सितांग**, અને **सालवीन** એ ત્રણ મુખ્ય નદીઓ છે અને ત્રણે માર્ટાબાનના અખાતમાં પડે છે.

**અખાત:**—**मार्टाबान** બ્રહ્મદેશના દક્ષિણ કિનારાના મધ્ય ભાગમાં આવેલો છે.

**ભૂશિર:**—**निग्रेस** માર્ટાબાન અખાતના પશ્ચિમ કિનારે છે.

બ્રહ્મદેશનો ઘણો ભાગ ઉષ્ણકટિબંધમાં આવવાને લીધે ગરમ છે. ખેતીથી થતો મુખ્ય પાક ડાંગર છે. ત્યાના ચોખા હિંદુસ્તાનમાં ઘણા આવે છે.

વસ્તીનો મોટો ભાગ મોંગોલિઅન જાતના બ્રહ્મી છે. મદ્રાસ, બંગાળા અને ચીનના લોકો વેપાર અર્થે અહીં આવી રહેલ છે, અને બધો વેપાર પરદેશી લોકોનાજ હાથમાં છે. બ્રહ્મીલોકો ઘંટ બનાવવાના તથા રસવાના કામમાં ઘણા હોશિયાર છે. બ્રહ્મદેશમાં સિગાર બનાવવાના અને રેશમી કાપડ વણવાના એ બે મોટા હુન્નરો છે.

ડાંગર તથા ઇમારતી લાકડાની વધારે પેદાશ હોવાથી ડાંગરની અને લાકડા વહેરવાની મિલો ત્યાં છે. ચોખા, ઇમારતી લાકડાં, ગુંદર, રૂ, ચામડાં અને કેરોસીન તેલ મુખ્ય નિકાસ છે. માંડલેની ઉત્તરના ડુંગરમાં માણેકની ખાણો

છે. ઇરાવદી પાસેના પ્રદેશમાંથી અંબર ખોદી કાઢવામાં આવે છે. વળી ઇરાવદી નદીની ખીણમાં કેરોસીન તેલ નીકળે છે. ઇરાવદીને મળનારી ચ્વેદનની ખીણમાંથી કોલસા, માંડલેની નજીકમાંથી સફેદ આરસ અને ટિનાસરીમમાંથી કલાઇ નીકળે છે.

## (૪) આસામ.

સને ૧૯૧૧ માં નામદાર શહેનશાહે દિલ્હીમાં દરબાર ભર્યો તે વખતે આસામને પૂર્વ બંગાળાથી જુદો પાડી ચીફ કમિશનરની દેખરેખ નીચે મૂકયો. આસામ ઇ૦ સ૦ ૧૮૨૬ માં બ્રહ્મી લોકો પાસેથી પહેલાં બ્રહ્મી વિગ્રહને અંતે અંગ્રેજ સરકારને મળ્યો હતો.

**શેહેરો:—સીલહટ** સુરમા નદીપર નારંગીને માટે પ્રખ્યાત છે. **કાચાર** ચાના બગીચા માટે પ્રખ્યાત છે. **ગૌહત્તી** આસામ પ્રાંતનું મુખ્ય શહેર છે. **સીલોંગ** ખાસીઆ ડુંગર પર ચીફ કમિશનરનું સદર સ્ટેશન છે.

**પર્વતો:—પતકાઇ પર્વત** બ્રહ્મદેશને આસામથી જુદો પાડે છે. આસામના **નાગા, ખાસીઆ** અને **ગારો** ડુંગરો પતકાઇ પર્વતના ફાંટાઓ છે.

**દેશીરાજ્યો:—મણીપુરનું** પહાડી દેશી હિંદુરાજ્ય આ પ્રાંતમાં છે.

**મુખ્ય નિકાસ:—**રૂ, રેશમ, મીણ, ચા, હાથીદાંત અને ઇંડિઆ રબર છે. અહીંના પાહાડોમાં બ્રહ્મદેશની માફક હાથી વસે છે.

આ પ્રાંતમાં માર્ચથી મે સુધી અતિશય વરસાદ પડે છે, આ પ્રાંતમાં શિઆળો અને ચોમાસાની માત્ર બેજ ઋતુઓ છે. ચેરાપુંજીમાં આખા હિંદુસ્તાનમાં સૌથી વધારે વરસાદ પડે છે. આસામમાં ચાના બગીચા અને ઇંડિઆ રબરના ઝાડ પુષ્કળ છે, મુખ્ય પેદાશ ચા છે. ખાસીયા ડુંગરમાંથી કોયલા અને સીલહટમાંથી ચુનાના પત્થર નીકળે છે.

## (૫) बंगाळा इलाको.

બંગાળા ઇલાકો આસામની પશ્ચિમે આવેલો છે, આ પ્રાંતના ૧૫ જિલ્લા ઇ. સ. ૧૯૦૫ માં આસામ પ્રાંતમાં ઉમેરવામાં આવ્યા હતા. પણ ૧૯૧૧ થી તે ૧૫ જિલ્લા પાછા બંગાળામાં ઉમેરી તેનો ઇલાકો બનાવી તેને ગવર્નરની દેખરેખ નીચે મૂકવામાં આવ્યો છે.

**શહેરઃ—कलकत्ता** ઇલાકાની રાજધાની હુગલી નદીપર છે. **हौरा** હુગલી નદીપર આવેલું છે, અને તે કલકત્તાનો ભાગ ગણાય છે. બ્રિટિશ સામ્રાજ્યમાં વસ્તીમાં લંડન પહેલું અને કલકત્તા બીજું છે. ઇ. સ. ૧૬૮૭ માં અંગ્રેજોએ જ્યારે અહીં પોતાનું સંસ્થાન સ્થાપ્યું. ત્યારે મુંબઇની માફક એ નાનું ગામડું હતું. જળમાર્ગથી તેમજ રેલવેથી આ શહેર હાલ મોટા વેપારનું સ્થળ થયું છે, જેમ મુંબઇમાં સુતરાઉ કાપડ અને સુતરની મિલો છે તેમ અહીં શણની મિલો છે. આ બંદરેથી શણ, ચા, ચામડાં, અફીણ, ચોખા, તેલીબીઆં, ગળી અને લાખ પરદેશ જાય છે. **अलीपोर** કલકત્તાનો એક ભાગ ફોર્ટવિલિયમના કિલ્લાથી દક્ષિણે આવેલો છે. **ढाका** (૧૦૯,૦૦૦) ની મલમલ વખણાય છે. **बरीसल** બાકરગંજ જિલ્લામાં મુખ્ય શહેર છે. આ જિલ્લામાં મુખ્ય પાક ડાંગર છે. **चितेगांव** થી ચોખા અને સાગ પરદેશ ચડે છે. **सीरजगंज** શણના વેપારને માટે પ્રખ્યાત છે. **बराकपोर** હુગલી નદીપર લશ્કરની છાવણીનું સ્થાન છે. **नदया** જુના વખતમાં સંસ્કૃત પાઠશાળાને માટે પ્રખ્યાત હતું. **प्लासी** અહીં ઇ. સ. ૧૭૫૭ માં લોર્ડ ક્લાઇવે મોટી જીત મેળવી બંગાળાનો કબજો લીધો હતો. **मुर्शिदाबाद** (૨૯૦૦૦) રેશમ અને ગળીના વેપારને માટે પ્રખ્યાત છે. **हुगली** આ ગામ બંગાળામાં અંગ્રેજોની કોઠીનું પહેલું સ્થાન હતું. **दार्जिलिंग** છેક ઉત્તરમાં સિક્કીમ પાસે હવાખાવાનું સ્થાન છે. **[illegible]**

**હુગલી** પાસે વલંદા લોકોને તાબે અને **श्रीरामपुर** ડેન લોકોને તાબે હતાં. **चंद्रनगर** ચિન્સુરાની દક્ષિણે હજુ ફ્રેંચ સરકારને તાબે છે. **बनकुरा** અને **राणीगंज** કોયલાની ખાણો માટે પ્રખ્યાત છે.

**નદીઓ:—गंगा** ગંગોતરીના બરફના ડુંગરમાંથી નીકળી આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતોમાં થઇ આ ઇલાકામાં વહી બ્રહ્મપુત્રાને મળે છે, તેના પશ્ચિમના ફાંટાને **ભાગીરથી** કહે છે. વળી એજ ભાગીરથી છેક દક્ષિણમાં **હુગલી** કહેવાય છે, અને તે પર **કલકત્તા** શહેર આવેલું છે. **દામોદર**, **रूपनारायण** અને **कुसी** એ નદીઓ છોટાનાગપુરના ડુંગરમાંથી નીકળી હુગલીને મળે છે.

ખેતીની મુખ્ય પેદાશ ડાંગર છે. એ ઉપરાંત ઘઉં, જવ, મકાઈ તથા તેલીબીઆં અને શણ થાય છે. તથા દાર્જિલિંગમાં ચા થાય છે. જેમ મુંબઇ ઇલાકામાં રૂનો પાક મુખ્ય છે તેમ આ બાજુમાં શણનો પાક મુખ્ય છે, તેથી શણની મિલો ઘણી છે. રાણીગંજ પાસેના ડુંગરમાંથી પુષ્કળ કોયલા નીકળે છે. લોખંડ ઘણી જગાએ નીકળે છે.

**નિકાસ:**—ચોખા, શણ, તેલીબીઆં, ચા, અને કોયલા છે.

**દેશીરાજ્યો-कुचबिहारનું** નાનું હિંદુરાજ્ય કોચ નામના લોકોએ જીત્યું હતું. **નિકાશ**—શણ, તમાકુ અને સાગ છે.

**टीपेरानुं** રાજ્ય મણીપુર કરતાં મોટું છે. એની મુખ્ય પેદાશ-રૂ, સાગ, તલ, વાંસ અને નેતર છે.

## (૬) बहार अने ओरीसा.

આ પ્રાંત બંગાળાની પશ્ચિમે આવેલો છે. સને ૧૯૧૧ માં બહાર, ઓરીસા અને છોટાનાગપુર એ ત્રણને બંગાળાથી છુટા પાડી તેનો નવો પ્રાંત બનાવ્યો છે.

### ૧ બહાર.

બંગાળાનો વાયવ્ય ભાગ બહાર નામે ઓળખાય છે. અને એ નામ વિહાર=મઠ ઉપરથી પડયું છે. આ નામ

બતાવી આપે છે કે એક વખતે અહીં બૌધધર્મ ઘણો ફેલાએલો હોવો જોઇએ. પ્રાચિન ઈતિહાસમાં જે મગધનું રાજ્ય લખેલું છે તે આ બહાર પ્રાંત છે.

**શહેરો:—પટણા** સોણ, ગોગ્રા અને ગંડક નદીના સંગમપર આવેલું છે. મગધની રાજધાની પાટલીપુત્ર તે આ શહેર છે. **ગયા** (૫૦,૦૦૦) જાત્રાનું ધામ છે. **ભાગલપુર** (૭૪,૦૦૦) આગળ ગંગા નદીનો પટ ૧૦ માઇલ પહોળો છે, **મોંગીર** (૩૬૦૦૦) ભાગલપુરની પશ્ચિમે છે અને તેમાં બંદુક, પિસ્તોલ વગેરે બને છે. **બકસર** ઐતિહાસિક શહેર છે. **તીરહુત** જુના વખતનું મિથિલાનગર છે એમ કહેવાય છે.

**પર્વત—રાજમહાલ** ડુંગર (૨૦૦૦ ફુટ) ઉંચો છે અને તેઆ પ્રાંતની દક્ષિણમાં આવેલો છે.

**નદી—ગંગા** છે અને તેને ઉતરમાંથી **ગંડકી** અને દક્ષિણમાંથી **શોણ** નદી મળે છે.

આ બહારપ્રાંત ફળદ્રુપ પ્રદેશ છે. તેમાં ઉનાળામાં ગરમી અને શિઆળામાં ઠંડી વિશેષ હોય છે. હવા સુકી છે તથા વરસાદ પણ ઓછો છે. બહારપ્રાંતની દક્ષિણ સરહદપર આવેલા રાજમહાલ ડુંગરામાંથી પુષ્કળ કોયલા નીકળે છે. વળી તેમાં સુરોખાર મળી આવે છે. બહારમાં હિંદીભાષા બોલાય છે. ચીલ્કા સરોવરને તીરે મીઠું પકવવામાં આવે છે.

## ૨. ઓરીઆ ઉર્ફે ઓઢીઆ.

**શહેરો—કટક** (૫૧૦૦૦) ઓરીસાનું મુખ્ય શહેર મહાનદી પર તેમજ કલકત્તેથી મદ્રાસ જવાના રેલવે માર્ગ પર આવેલું છે. **પુરી** (૪૯૦૦૦) હિંદુસ્તાનના પૂર્વ કિનારે કટકની દક્ષિણે શ્રી.જગન્નાથજીની જાત્રાને માટે પ્રખ્યાત છે.

**નદીઓ—મહાનદી** એ સૌથી મોટી છે, **બ્રાહ્મણી** અને **વૈતરણી** નદીઓ છેટાનાગપુરના ડુંગરમાંથી નીકળી બંગાળી ઉપસાગરને મળે છે.

ઓરીસામાં બીજા ભાગો કરતાં શિઆળામાં ઉષ્ણતામાન વધારે હોય છે. ખેતીની પેદાશમાં ઘઉં, બાજરી, ચોખા,

ગળી અને અફીણ મુખ્ય છે. ઓરીસાના દરીઆ કાંઠે મીઠું પકવવામાં આવે છે. ઇ. સ. ૧૮૦૩માં ઓરીસા મરેઠા પાસેથી અંગ્રેજ લોકોએ જીતી લીધો હતો.

### ૩. છોટાનાગપુર.

બહાર અને મધ્ય પ્રાંતો વચ્ચેનો ડુંગરવાળો પ્રદેશ છોટાનાગપુર નામે ઓળખાય છે.

**શહેર—રાંચી** ( ૨૬૦૦૦ ) આ ભાગમાં મોટામાં મોટું શહેર છે. **સાકચી** આગળ ટાટાનું લોઢાનું કારખાનું છે.

**પર્વત—પારસનાથ હીલ** એ નામનું શિખર ( ૪૫૦૦ ફુટ ઉંચુ) જૈન લોકોનું જાત્રાનું મોટું ધામ છે. અને તે ગીરડી સ્ટેશન ઉતરી જવાય છે. છોટાનાગપુરના ડુંગરોમાંથી કોયલા નીકળે છે તેમજ અબરખ મળી આવે છે.

**દેશીરાજ્યો**—ઓરીસામાં અને છોટાનાગપુરમાં ઘણાં નાનાં દેશીરાજ્યો આવેલાં છે.

**સીકીમનું** દેશીરાજ્ય નેપાળ અને ભુતાનની વચ્ચે આવેલુંછે.

**મુખ્ય નિકાસ**—ટટ્ટુ, મેઢાં, એલચી અને તેજીઆં છે. અહીં થઇને ટિબેટમાં જવાય છે.

## (૭) આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો.

આ પ્રાંતો બંગાળાની પશ્ચિમે આવેલા છે. ઇ સ. ૧૯૦૧ માં પંજાબની સરહદપર નવો વાવ્ય પ્રાંત કાઢ્યો ત્યાં સુધી એ વાયવ્ય પ્રાંતો નામે ઓળખાતો હતો. ઇ. સ. ૧૮૭૭ માં આગ્રા અને અયોધ્યા પ્રાંતો માટે એક લેફ્ટેનન્ટ ગવર્નર નીમવામાં આવ્યો ત્યાં સુધી બંને પ્રાંતોની વ્યવસ્થા જુદી હતી. આ બંને પ્રાંતોની ઉત્તર સરહદપર **તેરાઇ** નામનું ભેજવાળુ જંગલ છે. તે તેમને હિમાલયથી જુદા પાડે છે.

### ૧. આગ્રા પ્રાંત.

**શહેરોઃ—અલાહાબાદ** ગંગા અને જમનાના સંગમપર આ પ્રાંતોનું મુખ્ય શહેર છે. અકબર બાદશાહે ત્યાં કિલ્લો બાંધી એનું અસલ નામ પ્રયાગ બદલી અલાહાબાદ રાખ્યું હતું.

**बनारस** (काशी २०४०००) ગંગાપર હિંદુઓનું જાત્રાનું ઘણું મોટું ધામ છે. નદીપર મોટા ઘાટો બાંધેલા છે. ત્યાં હિંદુઓનાં ઘણાં દહેરાં છે. મસજીદો ત્યાં પણ ઘણી છે. એ સંસ્કૃત વિદ્યાના અભ્યાસનું મુખ્ય સ્થળ છે. ત્યાં પિતળનાં વાસણ અને કસબનું કામ સારૂં બને છે. **गाजीपुर** બનારસનો પૂર્વે ગુલાબજળ તથા અફીણના વેપાર માટે પ્રખ્યાત છે. **झांसी** મોટું રેલવે જંકસન છે. ઇ. સ. ૧૮૮૫ માં ગ્વાલીઅરનો કિલ્લો આપી અંગ્રેજ સરકારે સિંધીઆ સરકાર પાસેથી ઝાંસી લીધું હતું. **कानपुर** (૧૭૯૦૦૦) ગંગાના કિનારાપર લખનૌની નૈઋત્યે છે. ત્યાં સુતરાઉ તથા ગરમ કાપડની મિલો છે અને ચામડાની બનાવટના કારખાનાં છે. ત્યાં અનાજનો વેપાર ઘણોજ છે. અહીં લશ્કરી છાવણી રહેછે. **कनौज** પ્રાચીન કાળમાં મોટું શહેર હતું. **इटावामां** બાજરો સારો થાય છે. ને તે જમના નદી પર છે. **आग्रा** (૧૮૫૦૦૦) જમના નદી પર છે. તે અકબર અને શાહજહાંના વખતમાં હિંદુસ્તાનની રાજધાનીનું શહેર હતું, અને ત્યાં શાહજહાંએ તદન આરસનોજ તાજમહાલનો રોજો બંધાવ્યો છે તે હજુ નવા જેવો લાગે છે. **मथुरा** (૬૦૦૦૦) આગ્રાના વાવ્યમાં શ્રીકૃષ્ણ ભગવાનની જન્મભૂમિને માટે પવિત્ર ગણાય છે, ત્યાંના પેંડા સારા થાય છે. **वृंदावन** (વૃંદાવન તુળસીનું વન) મથુરા પાસે આવેલું છે. અને તે શ્રી કૃષ્ણ ભગવાને બચપણમાં કરેલા વિહાર માટે પવિત્ર જગા ગણાય છે. **अलीगढ** માં આગ્રાની ઉત્તરે મુસલમાની કૉલેજ છે. **मीरत** ગંગા અને જમના વચ્ચે મોટું લશ્કરી છાવણીનું સ્થળ છે. **रुरकी** હરદ્વાર પાસે છે અને ત્યાં એન્જીનીઅરિંગ કૉલેજ છે. **सहराणपुर** વનસ્પતિ-વ્યવસ્થા દર્શક બગીચા માટે પ્રખ્યાત છે. **देहरादुन** નામના હવાખાવાના ઉંચા સ્થળમાં જંગલ ખાતાની કૉલેજ તથા ચાના બગીચા છે. **नैनिताल** કમાઉન પ્રાંતમાં એક સરોવર પર આવેલું છે. આ પ્રાંતનો લેફ્ટેનન્ટ ગવર્નર ઉનાળામાં અહીં રહે છે. **बरेली** રોહીલખંડમાં મોટું શહેર છે.

## ૨. અયોધ્યા.

**શહેરોઃ-लखनौ** (૨૬૦૦૦૦) અયોધ્યાનું મુખ્ય શહેર ગોમતી નદી પર આવેલું છે. ત્યાં જોવાલાયક મુસલમાની જુનાં મકાનો ઘણાં છે. **फैझाबाद** ગોગ્રા ઉપર લશ્કરી છાવણીનું સ્થળ છે. **अयोध्या** શહેર શ્રી રામચંદ્રજીના જન્મ તથા રાજ્ય માટે બહુ પવિત્ર ગણાય છે.

**હિંદુઓનાં જાત્રાનાં ધામ—हरद्वार** ગંગા નદીના મુળ આગળ હિમાલયની તળેટી પાસે છે. **बद्रीनाथ** અને **केदारनाथ** હિમાલયની પહાડ ઉપર છે અને તેની પેલી મેર **गंगोत्री** છે.

**पर्वत—जन्मोत्री** એ હિમાલયનું શિખર છે. **शिवालिक.**

**નદીઓ—गंगा** એ સર્વથી મોટી છે. **जमना** પંજાબ અને સંયુક્તપ્રાંતોની વચ્ચે સરહદપર વહીને જન્મોત્રીમાંથી નીકળી અલ્લાહાબાદ આગળ ગંગાને મળે છે. **गोग्र** અને **गोमती** ઉત્તર તરફથી વહી ગંગાને મળે છે.

**દેશી રાજ્યઃ—રામપુર** એ નાનું મુસલમાની રાજ્ય રોહીલખંડમાં છે. એનું મુખ્ય શહેર **रामपुर** ખેસ, દુપટ્ટા અને ચાદરને માટે પ્રખ્યાત છે. **गढवाल**નો રાજા રજપૂત છે અને એ રાજ્યનું મુખ્ય શહેર **तरी** છે.

આ ભાગમાં ગંગા અને જમનામાંથી નહેરો ખોદી ખેતરોને પાણી પુરૂં પાડવામાં આવે છે. આ ભાગમાં ખેતીની મુખ્ય પેદાશ ઘઉં છે. તે ઉપરાંત ડાંગર, કઠોળ, જુવાર, બાજરો, તમાકુ, ગળી, રુ, અફીણ, અને તેલીબીઆં થાય છે.

## (૮) पंजाब.

આ પ્રાંત આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતની પશ્ચિમે આવેલો છે. આ પ્રાંતમાં પાંચ નદીઓ **जेलम, चिनाब, रावी, बिआस,** અને **सतलज** વહે છે. તે ઉપરથી એનું નામ પંજાબ ( પંજ=પાંચ+આબ=પાણી) પડ્યું છે. ઇ. સ.

૧૯૦૧ માં પંજાબમાંથી પાંચ જિલ્લા લઇ વાયવ્ય તરફના ડુંગરી મુલકોમાં ઉમેરી એક નવો વાયવ્ય સરહદનો પ્રાંત બનાવવામાં આવ્યો છે.

**શહેરોઃ—લાહોર** આ પ્રાંતની રાજધાની છે, શીખ વંશની ગાદી સ્થાપનાર રણજીતસિંહનો મહેલ તથા તેની કબર એ બે જોવા લાયક મકાનો આ શહેરમાં છે. **દિલ્હી** (૨૩૩૦૦૦) જમના નદીના કિનારા પર મુસલમાનોની છેલ્લી રાજધાની હતી. આ શહેર અને તેની આસપાસની જગા **હિસ્તીનાપુર** નામે પાંડવ અને કૌરવના વખતથી ઇતિહાસમાં પ્રખ્યાત છે. હાલનું દિલ્હી શાહજહાંના વખતમાં બંધાએલું કહેવાય છે. તેમાં જુમામસજીદ, મોટી મસજીદ, બાદશાહી મહેલો, કુતુબમિનાર વગેરે જોવા લાયક મકાનો છે. અહીંની શેતરંજી તથા માટીનાં વાસણ વખણાય છે. સને ૧૯૧૨ થી હિંદની રાજધાનીનું શહેર કલકત્તાને બદલે દિલ્હી થયું છે. **પાણીપતનું** ઇતિહાસમાં ઘણુંજ પ્રખ્યાત થએલું મેદાન દિલ્હી અને અંબાલા વચ્ચે મધ્ય ભાગમાં છે. **સ્થાનેશ્વર** અંબાલાની દક્ષિણે ઐતિહાસીક શહેર છે. એની પડોશમાં મહાભારતમાં લખેલું કુરૂક્ષેત્ર મેદાન છે. **સીમલા** હિમાલયના એક ફાંટા ઉપર હવા ખાવાનું સ્થળ છે. ત્યાં ઉનાળામાં વાઇસરૉય સાહેબ રહે છે, સીમલા સુધી રેલવે છે. **કસાવલી** સીમલાથી ૩૨ માઇલને છેટે છે અને તે હડકાયા જનાવરથી કરડેલા દરદીના દવાખાના માટે પ્રસિદ્ધ છે. **અમૃતસર** રાવી અને બિઆસ વચ્ચેના દોઆબમાં શીખ લોકોનું જાત્રાનું મોટું ધામ છે. આ શહેર ગરમ શાલ, રેશમી અને સુતરાઉ કાપડના વેપાર માટે પ્રખ્યાત છે. **અટક** આગળ કાબુલ નદી સિંધુ નદીને મળે છે, ત્યાં લશ્કર રહેછે.

**લશ્કરી છાવણીનાં સ્થળ—મિયાનમીર** લાહોરથી થોડે છેટે છે. **અંબાલા** સતલજ અને જમના વચ્ચે લશ્કરની છાવણીનું સ્થળ છે. એ ઉપરાંત **મુલતાન, રાવલપીંડી,** અને **સિયાળકોટ** છે.

**ઐતિહાસિક શહેરો**:–**અલિવાલ, સોબ્રાઉન, ફિરોજપુર, મુડકી, ગુજરાત** અને **ચિલીઅનવાલા** છે.

**પર્વતઃ**—**સૉલ્ટ રેન્જ** (મીઠાના ડુંગર) નામનો પહાડ જેલમ અને સિંધુ વચ્ચે આવેલો છે. એમાંથી મીઠું (સિંધવ) નીકળે છે.

**નદીઓઃ**—**જમના** મોટી નદી પૂર્વની સરહદ પર વહે છે. **સિંધુ** ટિબેટમાં આવેલા કૈલાસ શિખરની નજીકમાંથી નીકળી પશ્ચિમની સરહદ પર વહી સિંધ દેશમાં થઈ અરબી સમુદ્રને મળે છે. **જેલમ** અને **ચિનાબ** કાશ્મીરમાંથી, **રાવી** અને **બિઆસ** હિમાલયના ડુંગરમાંથી અને મોટી નદી **સતલજ** ટિબેટમાંથી નીકળી એક બીજાને મળતાં છેલ્લે **પંજનદ** બને છે, અને તે પંજનદ પંજાબની છેક દક્ષિણમાં સિંધુને મળે છે. જેલમ અને રાવી ચિનાબને, અને બિઆસ અને ચિનાબ સતલજને મળે છે. આ નદીઓ વચ્ચેના પ્રદેશોને દોઆબ કહે છે.

**દોઆબઃ**—**બારી દોઆબ** રાવી અને સતલજ વચ્ચે છે અને વસ્તીવાળો ફળદ્રુપ ભાગ છે. **રેચના** રાવી અને ચિનાબ વચ્ચે છે, **જેચ** જેલમ અને ચિનાબ વચ્ચે, અને **સિંધ સાગર** સિંધુ અને જેલમ વચ્ચે છે.

**દેશીરાજ્યોઃ**—(૧) **ભાવલપુરનું** મોટું મુસલમાની રાજ્ય સતલજ અને સિંધુની દક્ષિણે છે. એ રાજ્ય મોટા રણ સુધી લાંબી ચીચરવટી છે. એ રાજ્યની રાજધાની **ભાવલપૂર** છે.

(૨) **પતિઆળા**—શીખ રાજ્યોમાં મોટું અને ફળદ્રુપ છે. આ રાજ્યનું મુખ્ય શહેર **પતિઆળા** છે અને આ ઉપરાંત **ઝીંદ, નભા કપુરથલા, ફરીદકોટ** અને **મુદા** એ નાનાં સીખ રાજ્યો છે.

આ પ્રાંતમાં જેટલી નહેરો બાંધેલી છે તેટલી બીજા

પ્રાંતમાં નથી તેથી વરસાદની તાણ લાગતી નથી. કાંગરાની ખીણ ચાને માટે પ્રખ્યાત છે. આ ભાગમાં મુખ્ય પાક ઘઉં છે. અને તે કરાંચી બંદરથી ઇંગ્લાંડ મોકલવામાં આવે છે. એ ઉપરાંત ચોખા, બાજરી, મકાઈ, કઠોળ, તેલી બીઆં અને રૂ પણ આ ભાગમાં પાકે છે. કાલાબાગ આગળથી ફટકડી નીકળે છે.

શીખ લોકોનું મૂળ સ્થાન પંજાબ છે અને તેઓની સંખ્યા ૨૧ લાખ કરતાં પણ વધારે છે. આ લોકો ખાસ લાહોર, અમૃતસર, જાલંધર, અંબાલા અને ફીરોજપુર તરફ વધારે જોવામાં આવે છે. લોકોનો મુખ્ય હુન્નર સુતરાઉ અને રેશમી કાપડ અને શાલ બનાવવાનો છે. ખાસ કરીને શાલને માટે આ પ્રાંત પ્રસિદ્ધ છે, અફઘાનિસ્તાનના લોક જોડે આ પ્રાંતને વેપાર ચાલે છે અને તે બાજુએથી મુખ્ય ચીજો ઊન, મેવો, હિંગ અને ઘોડા આવે છે.

## ( ૯ ) વાયવ્ય સરહદનો પ્રાંત.

પંજાબની પશ્ચિમે જે નવો પ્રાંત બનાવવામાં આવ્યો છે. તે વાયવ્ય સરહદનો પ્રાંત કહેવાય છે એ પ્રાંતમાં પંજાબના પાંચ જિલ્લા અને કેટલીક એજન્સિઓ જેવીકે **દીર, સ્વાત, ચિત્રાળ, ખાઇબર, કુરમ** વગેરે આવેલી છે. આ પ્રાંત ચીફ કમીશનરની દેખરેખ નીચે છે અને એ ચીફ કમીશનર એમાંની એજન્સિઓ માટે એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ છે.

**શહેરો:—પેશાવર** આ પ્રાંતનું મુખ્ય શહેર છે અને એમાં લશ્કરની મોટી છાવણી છે. **ડેરા ઇસમાઇલ ખાન** ગોશાલ ઘાટમાંથી **ગઝની** જવાના રસ્તાપર સિંધુ નદી પર આવેલું છે. એ ઉપરાંત **ચિત્રાલ, કોહાટ, એડવર્ડસાબાદ,** અને **અબટાબાદ** વગેરે બીજાં નાનાં શહેરો છે.

આ પ્રાંત પહાડી મુલક છે. માત્ર સિંધુ નદી તરફનોજ મુલક ફળદ્રુપ છે. આ ભાગમાં હિંદુસ્તાનમાં આવવાનો મોટો માર્ગ **ખાઇબરઘાટ** પેશાવરની પશ્ચિમે અને કાબુલ નદીની દક્ષિણે આવેલો છે.

## (૧૦) બલુચિસ્તાન.

બલુચિસ્તાન વાયવ્ય સરહદ પરના પ્રાંતની દક્ષિણે આ- વેલો છે. એમાંના એક ભાગમાંનો મુલક ખાલસા છે. અને બાકીના બે ભાગના મુલક દેશી રાજ્યોનો અમલ છે. ઈ. સ. ૧૮૮૮ માં આ ખાલસા મુલકનો એક પ્રાંત બનાવ- વામાં આવ્યો હતો. અને તે વાઈસરોયની દેખરેખ નીચે છે, એટલે તે હિંદુસ્તાનના સામ્રાજ્યનો ભાગ છે. આ પ્રાંતનો ચીફ કમીશનર તે આ ભાગમાં આવેલાં દેશી રાજ્યોનો એજંટ ટુ ધ ગવર્નર જનરલ છે.

**શહેરોઃ—કવેટા**માં ચીફ કમીશનર રહે છે અને તે બોલન ઘાટના ઉત્તર છેડે આવેલું છે. સિંધના શક્કર શહેરથી કવેટા સુધી રેલવે છે. **ખિલાત** ખાનની રાજ્યધાની કવેટાની દક્ષિણે છે. અને એ હિંદુસ્તાનના સરકારના તાબાનો રાજા છે.

**પર્વતઃ—હાલા** બલુચિસ્તાનને સિંધથી જુદો પાડે છે. **બોલનઘાટ**માં થઈને બલુચિસ્તાનમાં જવાય છે.

## (૧૧) અજમેર મ્હેરવાડા.

પંજાબની દક્ષિણે આવેલી રજપુતાના એજન્સિની મધ્યમાં **અજમેર મ્હેરવાડા** નામનો બ્રિટિશ પ્રાંત આવેલો છે.

**શહેરઃ— અજમેર** આ પ્રાંતનું મુખ્ય શહેર છે. અહીં રજ- પુતાના એજન્સિના એજન્ટ ટુ ધ ગવર્નર જનરલનું સદર સ્ટેશન છે. ત્યાં રાજકુમારોને શીખવા સારૂ એક મહા વિદ્યાલય છે.

ઈ. સ. ૧૮૧૮ ના સિંધીઆ સરકારની જોડે થએલા તહનામાની રૂએ અંગ્રેજ સરકારને અજમેર પ્રાંત મળ્યો હતો. મ્હેરવાડા પ્રાંત ૧૮૨૦માં જીતી અજમેરમાં જોડી દેવામાં આવ્યો હતો. આ પ્રાંતનો ચીફ કમીશનર રજપુતાનાનો એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ છે.

## (૧૨) મધ્યપ્રાંતો અને વરાડ.

મધ્યપ્રાંતો અને વરાડ એ રજપુતાના એજન્સિની પૂર્વમાં મધ્યહિંદુસ્તાન એજન્સિની દક્ષિણે આવેલા છે. આ નોન-

રેગ્યુલેશન પ્રાંત ચીફ કમિશનરની દેખરેખ નીચે છે. વરાડ પ્રાંત નિજામના તાબાનો મુલક હતો, પણ તે ઈ. સ. ૧૮૫૩માં કરજ પેટે અંગ્રેજને આપવામાં આવ્યો હતો અને હાલ તેને મધ્ય પ્રાંતોમાં જોડી દેવામાં આવ્યો છે.

## ૧. મધ્યપ્રાંતો.

**શહેરો:—नागपुर** મધ્યપ્રાંતોની રાજધાની છે ત્યાં ચીફ કમિશનર રહે છે. ત્યાંના ધોતી જોટા વખણાય છે. **जबलपोर** સાતપુડાની ઉત્તરે રેલવેનું તથા વેપારનું સ્થળ છે. **बुरानपुर** તાપી નદી પર રેશમી અને કસબી કાપડ માટે પ્રખ્યાત છે. **असीरगढ** નો કિલ્લો બુરાનપુરની પડોશમાં છે. **खंडवा पंचमडी** માં ઉનાળામાં ચીફ કમીશનર રહે છે. **रायपुर** અને **चांद्रा** એ ચાંડા ગોંડની જુની રાજધાની હતી.

**લશ્કરી થાણાં—कामटी** નાગપુરથી નવ માઇલ છે, અને **सागरनी** હવા ઘણી સારી છે.

## ૨. વરાડ.

**શહેરો;—इलीचपुर** માં રૂ સારૂં થાય છે. **उमरावती** રૂના વેપારનું મથક છે. **आकोला** અને **आर्गाम** ઐતિહાસિક શહેર છે.

**પર્વત:—विंध्यापर्वत, सातपुडा पर्वत** અને **अमरकंटक-ना** ડુંગર જબલપુરના અગ્નિ ખુણામાં છે.

**નદીઓ:—**અમરકંટક પાસે નીકળતી **नर्मदा** અને **तापी** આ પ્રાંતમાં વહે છે. સાતપુડામાંથી નીકળતી **वर्धा** ગોદાવરીને મળે છે. **वाइनगंगा** વર્ધા નદીને મળે છે અને પછી આગળ એ બે નદીના પાણી **प्राणहीता** નદીને નામે ઓળખાય છે. **पेनगंगा** વરાડની દક્ષિણે સરહદ ઉપર આવેલી છે. અને તે પણ વર્ધાને મળે છે. **पूर्णा** નદી વરાડમાં થઈ તાપી નદીને મળેછે.

**દેશી રાજ્ય—બસ્તાર** સૌથી મોટું દેશી રાજ્ય છે. અને તેની રાજધાની **जगदलपुर** ઇંદ્રાવતી નદી પર છે.

# ( ૨ ) અંગ્રેજ તાબાનાં મોટાં દેશીરાજ્યો
## ( એજન્સિઓ વગેરે. )

હિંદુસ્તાનમાં નાના મોટાં ૬૮૦ દેશીરાજ્યો છે. તેમાં ૪૮૦ રાજ્યો તો ઘણાં નાનાં છે. બાકીનાં રાજ્યોમાંનાં મોટાં જે પ્રાંતોની અંદર આવેલાં છે. તે પ્રાંતોના ઉપરી અધિકારીની દેખરેખ નીચે છે.

**કાશ્મીર, ગાયકવાડ, નિજામ** અને **મ્હૈસુર** એ ચાર મોટાં રાજ્યો વાઇસરૉયની દેખરેખ નીચે છે, એટલે તેની તરફથી ત્યાં રેસિડેંટો રાજાઓને સલાહ આપવા રહે છે. એ ચાર મોટાં રાજ્યો ઉપરાંત રાજ્યોના સમૂહની બે એજન્સિઓ **રજપુતાના** અને **મધ્યહિંદ એજન્સિ** પણ વાઇસરૉયની દેખરેખ નીચે છે. એટલે કે તેની તરફનો અધિકારી **એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ** એ એજન્સિઓમાં રહી રાજ્યો પર દેખરેખ રાખે છે. આ મોટાં રાજ્યોમાંના ગાયકવાડી રાજ્યનું વર્ણન મુંબઇ ઇલાકાના વર્ણનમાં આપી ગયા છીએ, માટે બાકીના ત્રણ રાજ્યો અને બે એજન્સિઓનુ વર્ણન અતરે આપવામાં આવે છે.

## (૧) કાશ્મીર.

કાશ્મીરનું મોટું દેશીરાજ્ય જે પંજાબની ઉત્તરે આવેલું છે તે હિંદુસ્તાનનો છેક ઉત્તરનો ભાગ છે. એનો નૈઋત્યનો ભાગ કાશ્મીરની ખીણ કહેવાય છે. ઉત્તરમાં બાલ્તિસ્તાનનો, ઇશાનમાં લાડકનો, અને દક્ષિણમાં જમ્મુનો મુલક કાશ્મીરના રાજાના તાબા હેઠળ હોવાથી આખું રાજ્ય હાલ કાશ્મીર કહેવાય છે.

**શહેરોઃ—શ્રીનગર** રાજધાની અને મહારાજાનું ઉનાળામાં રહેવાનું સ્થળ જેલમ નદી પર આવેલું છે, **જમ્મુ**, કાશ્મીરનો રાજા કાશ્મીર અને જમ્મુનો મહારાજા કહેવાય છે. **લૈહ** લાડકનું મુખ્ય શહેર છે. એ સિંધુ નદી પર છે.

**પર્વતો**—**હિમાલય** અને તેમાંથી નીકળતા **કારાકોરમ** અને **हिंदुकुश** ના ફાંટા કાશ્મીરની સરહદ પર આવેલા છે.

**નદીઓ**:—**सिंधु, जेलम,** અને **चिनाब** આ દેશમાં થઇને વહે છે.

**સરોવર**:—**वुलर** કાશ્મીરમાં શ્રીનગર પાસે આવેલું છે.

આ દેશીરાજ્ય વાઇસરૉયની દેખરેખ નીચે છે. ત્યાંનો રાજા ડોગરા જાતનો રજપુત છે. અતરેથી અનાજ, ઇમારતી લાકડું, શાલ, મેવા, ઘી વગેરે પંજાબ મોકલવામાં આવે છે. કાશ્મીરી શાલો ટિબેટના બકરાની ઊનમાંથી બનાવવામાં આવે છે.

## (२) रजपुताना एजन्सि.

રજપુતાના એજન્સિનો પ્રદેશ પંજાબની દક્ષિણે છે. એમાં ૨૦ રાજ્યો છે. તેમાંના ૧૭ રજપુત રાજ્યો, ૨ જાટ સંસ્થાનો અને ૧ મુસલમાની રાજ્ય છે. આ બધાં રાજ્યનો ઉપરી એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ અજમેરમાં રહે છે. અને તેના હાથ નીચેના અમલદારો, રેસિડંટો જુદા જુદા રાજ્યમાં રહે છે. મુખ્ય રાજ્યો **જોધપુર, જયપુર, ઉદેપુર** અથવા **મેવાડ, બિકાનેર** અને **જેસલમીર** છે. નાનાં રાજ્યો **બુંદી કોટા, કિશનગઢ, ભરતપુર** અને **ધોળપુર** ( જાટ ) અને **ટોંક** (મુસલમાન ) છે.

**જોધપુર** અથવા **મારવાડ** નું રાજ્ય બધામાં મોટું છે; લોકો મારવાડી નામે ઓળખાય છે. એની રાજધાનીનું નગર **जोधपुर** છે. મુખ્ય પેદાશ બાજરી, મઠ અને જુવાર છે.

**જયપુરનું રાજ્ય**—એની રાજધાની **जयपुर** છે. ત્યાં સંગ્રહસ્થાન તથા વેધશાળા જોવા લાયક છે. ત્યાંના રસ્તાઓ તથા મકાનો એક સરખાં બાંધેલાં છે અને હાથી દાંતની કોરણી સારી થાય છે.

**ઉદેપુર** અથવા **મેવાડનું** રાજ્ય જયપુર કરતાં નાનું છે.

રજપુત રાજાઓમાં ઉદેપુરના રાજા ઉંચા કુળના ગણાય છે. કેમકે તેઓએ પોતાની દીકરી કોઇ પણ મુસલમાન રાજાને લગ્નમાં આપી નથી. એની રાજધાની **ઉદેપુર** છે અને ત્યાં રાજાનો મહેલ ઘણોજ સુંદર છે. એની ઇશાનમાં જુની રાજધાની **ચિતોડ** છે. એનાથી થોડે છેટે શ્રીનાથજીનું વૈષ્ણવોનું જાત્રાનું ધામ છે.

**બિકાનેર** ના રાજ્યના રાજા જોધપુરના રાજાના વંશના છે. કારણકે જોધાના છોકરા વિકાએ **બિકાનેર** ૧૪૩૯માં વસાવ્યું હતું. ઘણી ઉંડાઇએ ખોદવાથી આ રાજ્યના કુવાઓમાં પાણી નીકળે છે. અહીં તરફ ઉંટના લશ્કરની ટુકડીઓ છે. ખેતી તથા ગાડીના કામમાં ઉંટજ વપરાય છે.

**જેસલમીર** ના રાજ્યના બધા ભાગમાં રેતીનું રણ છે. રાજા યદુભટ્ટી જાતનો રજપુત છે. **જેસલમીર** ઇ. સ. ૧૧૫૬ માં જૈસલ નામના રાજાએ વસાવ્યું હતું. અહીં પણ ૨૦૦-૩૦૦ ફુટ જમીન ખોદ્યા પછી પાણી નીકળે છે.

**ભરતપુર** નું રાજ્ય જાટ નામના રજપુત રાજાનો પ્રદેશ છે. પણ આ દેશ ફળદ્રુપ છે. અને એની રાજધાની **ભરતપુર** આગ્રાની પશ્ચિમે છે. અહીંની માટીનો કિલ્લો ઘણો મજબુત ગણાતો હતો. ભરતપુર પાસે **દીગ**માં રાજાનો મહેલ ઘણોજ સુંદર છે.

**આબુ** શિરોહીમાં એક માઇલ ઉંચું હવા ખાવાનું સ્થળ છે. આરસની ઘણીજ સુંદર કોરણીવાળાં જૈન દહેરાં માટે એ પ્રખ્યાત છે.

**પર્વતો:--અર્વલી ડુંગર** રજપુતાના એજન્સિના મધ્ય ભાગમાં આવેલા છે. અને એની દક્ષિણે **આબુ શિખર** હવા ખાવાનું સ્થળ છે. અને ઉનાળામાં એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ અહીં રહે છે.

**નદીઓ:--લુણી** અજમેર આગળ અરવલીના ડુંગરમાંથી નીકળી કચ્છના રણમાં પડે છે. એનું પાણી ખારૂં છે.

**ચંબલ** મધ્ય હિંદુસ્તાન એજન્સિના પહાડોમાંથી નીકળી ઉત્તરમાં આગ્રા આગળ જમનાને મળે છે. એ નદી રજપુતાનાની પૂર્વ સરહદ છે. **બનાસ** નામની: નાની નદી ચંબલને મળે છે.

**સરોવર:--સાંબર** ખારા પાણીનું સરોવર છે. અને એમાંથી મીઠું પકવવામાં આવે છે.

**રણ:—જેસલમીર અને મારવાડનું** છે.

રજપુતાનામાં મુસલમાનોની વસ્તી ઓછી છે, લોકો મારવાડી અને ઉર્દુ અથવા હીંદી ભાષા બોલે છે. રાજાઓ રજપુત ( રાજપુત્ર ) છે તેથી આ ભાગનું નામ રજપુસ્તાન (રજપુતાના) પાડેલું છે.

**પેદાશ:--ઘઉં** અને મકાઈ મુખ્ય અનાજ છે.

## (૩) मध्यहिंद एजन्सि.

રજપુતાના એજન્સિની પૂર્વે આવેલી આ એજન્સિ ૧૪૮ નાનાં રાજ્યોની બનેલી છે. તેમાં **સિંધીઆનું રાજ્ય** મોટામાં મોટું છે. એનામાં ૧૨૪ રાજ્ય તો ઘણાંજ નાનાં છે. આ એજન્સિના બે વિભાગ છે. ( ૧ ) **ગ્વાલીઅર ( સિંધીઆ)** નું રાજ્ય અને પ્રાચીન **માળવાનો** ઘણોખરો ભાગ છે. અને (૨) **બુંદેલખંડ** માંહેલા **રેવાનું મોટું રાજ્ય** અને બીજાં નાનાં દેશી રાજ્યો છે. આ બે ભાગો વચ્ચે સંયુક્ત પ્રાંતની એક સાંકડી પટી (ઝાંસીનો મુલક) આવેલી છે. મધ્ય પ્રાંતોનો સૌથી ઉત્તરનો સાગર જિલ્લો આ પટીને મળે છે.

(૧) **ग्वालीअरनुं** મરાઠી રાજ્ય મધ્ય હિંદુસ્તાનમાં સૌથી મોટું છે. એના રાજા સિંધીઆ કહેવાય છે. તેની રાજધાની **ग्वालीअर** અથવા **लश्कर** છે. ગ્વાલીઅરનો કિલ્લો અંગ્રેજ સરકારે સિંધીઆ સરકારને આપી તેની પાસેથી ઝાંસી લીધું હતું. એ રાજ્યના ઉત્તરના ભાગમાં તાપ પડે છે, અને મુલક રેતાળ અને ડુંગરવાળો છે. દક્ષિણમાં

**ઉજ્જન** (૪૦૦૦૦) સિંધીઆને તાબે છે. હિંદુ ખગોળ શાસ્ત્રી ઉજ્જનથી પહેલું રેખાંશવૃત ગણે છે. પશ્ચિમમાં **નીમચ** માં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

(૨) ઇંદોર ના રાજ્યના રાજા મરાઠા છે. તે રાજાઓ હોલ્કરને નામે ઓળખાય છે. એની રાજ્યધાની **ઇંદોર** અહ્યાબાઇએ વસાવ્યું હતું. અને ઈ. સ. ૧૮૧૮ થી ત્યાં રાજ્યધાની રાખવામાં આવી છે. મધ્ય હિંદુસ્તાન એજન્સિનો એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ આ શહેરમાં રહે છે. અને ત્યાં મધ્યહિંદ એજન્સિના રાજકુમારોને માટે એક કોલેજ છે. ત્યાં અફીણ બહુજ થાય છે. **મહુ** માં લશ્કરની છાવણી છે, અને તે ઇંદોરની નૈઋત્યમાં છે.

(૩) **ભોપાળ**ના મુસલમાની રાજ્યમાં બેગમ અમલ ચલાવે છે. તેની રાજ્યધાની **ભોપાળ** છે. એનો પોલિટિકલ એજન્ટ ભોપાળની પશ્ચિમે **શિહુર**માં રહે છે.

(૪) **રેવા** ના રાજ્યમાં પુષ્કળ ખાણો અને જંગલો છે એની રાજધાની **રેવા** છે.

(૫) **પન્નાનું** નાનું રાજ્ય બુંદેલખંડમાં આવેલું છે. અને તે હીરાને માટે પ્રખ્યાત છે.

(૬) **તેહરી**ના રાજ્યનો રાજા બધા બુંદેલ રાજ્યોમાં મોટો ગણાય છે. બુંદેલ રજપુતો પરથી આ ભાગનું નામ બુંદેલખંડ પડ્યું છે.

આ ઉપરાંત **ધાર** અને **રતલામ** એવા બે નાનાં રજપુત રાજ્યો છે. **રતલામ** શહેરમાં અફીણ થાય છે.

**પર્વતો**:—**વિંધ્યાચલ** અને **સાતપુડો**. વળી **કૈમુર** નામની વિંધ્યાચળની એક શાખા પૂર્વમાં ઇશાન તરફ જાયછે.

**નદીઓ**:—**નર્મદા**, **શોણ** અને **ચંબલ**, શોણ એ નર્મદાના મૂળ પાસેથી નીકળી કૈમુરના ડુંગર આગળ થઈ બંગાળામાં ગંગા નદીને મળે છે.

વિંધ્યાચળનો ઉત્તરનો પ્રદેશ **માળવાનો** ઉચ્ચ પ્રદેશ કહેવાય છે. **બુંદેલખંડ** અને **રેવા** પહાડી મુલક છે. તેમાં દક્ષિણે મોટા મોટા જંગલો છે.

ઇંદોરની આજુબાજુ તમાકુ તથા અફીણ થાય છે. આ પ્રાંતના પૂર્વ ભાગમાં કોયલાની મોટી ખાણો છે. વિંધ્યાચળની તળેટીમાંથી લોખંડ નીકળે છે. એ પર્વતમાં ગોંડ અને ભીલ જાતના અનાર્ય લોક રહે છે. બુંદેલખંડ હીરા અને બીજા અમુલ્ય ખનીજો માટે પ્રખ્યાત છે.

**પેદાશ:**--અફીણ માળવામાં થાય છે, બાજરી, તમાકુ, રૂ, શેરડી અને ઘઉં છે.

## ( ૪ ) નિઝામનું રાજ્ય.

હિંદુસ્તાનના દેશી રાજ્યોમાં મોટામાં મોટું **નિઝામનું** મુસલમાની રાજ્ય મધ્ય પ્રાંતો અને વરાડની દક્ષિણે આવેલું છે અને ત્યાંના રાજકર્તા નિઝામને નામે ઓળખાય છે.

**શહેરો:**—**હૈદ્રાબાદ** નિઝામના રાજ્યની રાજધાની મુસી નદી પર છે. અને વસ્તીમાં હિંદુસ્તાનમાં ચોથે નંબરે છે. ત્યાં રેસિડંટ રહે છે, શહેરમાં ઘણા જોવાલાયક મકાનો છે. **સિકંદરાબાદ** અને **બોલારમ** હૈદ્રાબાદની પાસે લશ્કરી થાણાં છે. **ગોવલકોંડા** એ એક વખત હીરાને માટે પ્રખ્યાત હતું **ઔરંગાબાદ** વાયવ્યમાં અજિન્ટા ડુંગર પાસે શહેર છે એમાં ઔરંગઝેબની છોકરી બીબી મુકરબાનો રોજો છે અને તે તાજમહેલનો નમુનો છે. એની પાસે **દોલતાબાદ** અથવા **દેવગઢ** નો કિલ્લો છે. **ઇલોરા** અને **અજિંટા** વાયવ્યમાં બુદ્ધ તથા હિંદુ લોકોના પહાડમાંથી કોતરી કાઢેલાં દેવાલયો અને ગુફાઓ માટે પ્રસિદ્ધ છે. **આસાઇ** ઐતિહાસિક શહેર છે. **રાયચુર** જી. આઇ. પી. રેલવે અને મદ્રાસ રેલવેનું જંકશન છે. **વરંગુળ** તૈલંગણના રાજ્યની, **બીદર** ( બેદર ) મુસલમાની રાજ્યની અને **કલ્યાણ** ચાલુક્ય રાજ્યની રાજધાનીનાં શહેરો હતાં.

**પર્વત:—અજિન્ટા** વાયવ્યમાં છે.

**નદીઓ:—ગોદાવરી, કૃષ્ણા, ભીમા** અને **તુંગભદ્રા** છે. અને જે કૃષ્ણાને મળે છે તે તુંગભદ્રા અને કૃષ્ણા નિઝામના રાજ્યની દક્ષિણ સરહદ પર આવેલી છે. મુંબઇ ઇલાકાની ભીમા નદી તુંગભદ્રાને મળે છે.

આ રાજ્ય ગાયકવાડી રાજ્યથી દશ ગણું મોટું છે. અને વસ્તી સાત ગણી છે. ઔરંગઝેબના મરણ પછી તેના એક સરદારે નિઝામ ઉલમુલ્ક નામ ધારણ કરી દક્ષિણમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું. નિઝામના દરબારમાં બ્રિટિશ સરકાર તરફથી રેસિડંટ રહે છે.

## ( ૫ ) મ્હૈસુર.

આ મોટું હિંદુ દેશી રાજ્ય નિઝામના રાજ્યની દક્ષિણમાં છે. અહીં વાઇસરૉય તરફથી રેસિડંટ રહે છે અને પાસેના બ્રિટિશ કુર્ગ પ્રાંતનો તે ચીફ કમિશનર છે.

**શહેરો:—મ્હૈસુર** રાજ્યધાનીનું નગર છે. અને મહારાજા ત્યાં રહે છે. **શ્રીરંગપટણ** ટીપુ સુલતાનની રાજ્યધાની હતું. **બાંગલોર** લશ્કરી છાવણીનું અને રેસિડેન્ટના મુકામનું સ્થાન છે. સુતરાઉ અને ગરમ કાપડ વણવાની મિલો ત્યાં છે. **કોલર** સુલતાન હૈદરઅલીની જન્મ ભૂમિ છે. હાલ ત્યાં સોનાની ખાણોમાંથી સોનું કાઢવામાં આવે છે.

**નદીઓ:—કાવેરી** પશ્ચિમ ઘાટમાંથી નીકળી મ્હૈસુરમાં થઇ દક્ષિણ તરફ મદ્રાસમાં વહી બંગાળાના અખાતમાં પડેછે.

જંગલમાં ઇમારતી લાકડું, સાગ, અને સુખડ ઉત્પન્ન થાય છે. અને પશ્ચિમના ડુંગરી ભાગમાં બુંદ થાય છે. કોલર જિલ્લાના પૂર્વના ભાગમાંથી પુષ્કળ સોનું નીકળે છે. ઈ. ૧૭૯૯ માં ટીપુ સુલતાન પાસેથી અંગ્રેજે આ રાજ્ય જીતી જે આગલા હિંદુ રાજાને હૈદરે પદભ્રષ્ટ કર્યો હતો તેના વંશના એક બાળકને ગાદીએ બેસાડયો, મ્હૈસુરના રાજાને

કાયદા બાંધવાના કામમાં મદદ કરવા લોકાના પ્રતિનિધિની એક સભા છે. પણ હાલ તેને માત્ર સલાહ આપવાનો અધિકાર છે.

## ( ૩ ) સ્વતંત્ર રાજ્યો અને પરદેશી સંસ્થાનો.

### ( ૧ ) નેપાલ.

હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્ય ઉપરાંત કેટલાંક સ્વતંત્ર રાજ્યો છે. તેમાં **નેપાળ**નું રાજ્ય હિંદુસ્તાનની ઉત્તરે સૌથી મોટું છે.

**શહેરો:--ખટમંડુ** ખીણમાં આવેલું છે. ત્યાં રેસિડંટ રહે છે. ત્યાં બૌદ્ધના દેવળ ઘણાં છે.

**પર્વત:--ધવલગિરી** અને **એવરેસ્ટ** હિમાલયના ઉંચા શિખરો છે.

**નદીઓ:--ગોગ્રા, ગંડકી** અને **કુશી** એ ત્રણ નદીઓનાં મૂળ આ રાજ્યની સરહદમાં છે.

રાજા સિસોદીઆ રજપુત છે. બ્રિટિશ રેસિડંટ દરબારમાં રહે છે, પણ તે રાજ્યના કામની અંદર હાથ ઘાલતો નથી. ગુરખા નામના રજપુતોએ આ દેશ ઇ. સ. ૧૭૬૭ માં જીતી લીધો. ત્યારથી તેમની વસ્તી ત્યાં વધારે છે. **તેરાઈ**નાં જંગલમાં ડાંગર, અનાજ, તેલીબીઆં અને તમાકુ થાય છે. વળી સાગ અને સીસમનાં લાકડાં થાય છે.

**નિકાસ:**—ચોખા, અનાજ, તેલીબીઆં, ઢોર, શણ અને ચામડાં છે.

### ( ૨ ) ભૂતાન.

આ સ્વતંત્ર રાજ્ય સિક્કીમની પૂર્વે પહાડમાં આવેલું છે. બ્રિટિશ રૈયત પર જુલમ કરવાના વાંકથી એનો કેટલોક મુલક ઇ. સ. ૧૮૬૩ માં ખાલસા કર્યો હતો.

**શહેર:—પુનાખા** રાજધાની દાર્જીલીંગની ઇશાનમાં છે. લોકો શરીરે મજબુત બાંધાના છે. અને બોદ્ધધર્મી છે અને ધર્મ ગુરૂ લામાને માને છે.

**નિકાસ:**—ઊન, મીણ, કસ્તુરી અને ટટ્ટુ છે.

## પરદેશી સંસ્થાનો.

### (૧) फ्रेंच संस्थानो.

**શહેરો:—पोंडीशेरी** ફ્રેંચ સંસ્થાનોનું મુખ્ય શહેર કોરોમંડલ કિનારા પર છે, અને ત્યાં ફ્રેંચ ગવર્નર રહે છે. તેમાં પાંચ મિલો છે. **कारिकल** કાવેરી નદીના મુખ પાસે છે; **माही** મલબાર કિનારે મ્હેસુરની નૈઋત્યે છે. અને **यानान** ગોદાવરીના મુખ આગળ છે. આ ચારે શહેર મદ્રાસ ઇલાકામાં છે. **चंद्रनगर** હુગલી નદી પર બંગાળામાં છે.

**નિકાસ:**--મગફળી, ચોખા અને સુતરાઉ કાપડ છે.

### (૨) पोर्टुगीझ (फीरंगी) संस्थानो.

**શહેરો:—गोवा** એ રાજધાની છે અને ત્યાં પોર્ટુગીઝ ગવર્નર રહે છે. **द्मण** અને **दीव** બેટ એ ત્રણે પશ્ચિમ કિનારે મુંબઈ ઇલાકામાં આવેલાં છે.

**નિકાશ:**—નાળિએર, સોપારી, અને કાજુ છે.

---

# सिलोन बेट.

સિલોન અથવા લંકાનો ટાપુ પાકની સામુદ્રધુની અને મનારના અખાત વડે હિંદુસ્તાનથી જુદો પડયો છે. તે હિંદુસ્તાનનો ભાગ છે. અને બ્રિટિશ રાજ્યને તાબે છે, પણ તે હિંદુસ્તાનના વાઈસરૉયની સત્તા નીચે નથી અને ઇ. સ. ૧૮૦૧ માં હિંદુસ્તાનના વાઈસરૉયની સત્તા નીચેથી એને કાઢી ત્યાંના ગવર્નરની સત્તા નીચે મુકી એનું " ક્રાઉન કૉલોનિ " કરવામાં આવ્યું હતું.

**શહેરો—કોલંબો** રાજધાની અને મુખ્ય બંદર છે, ત્યાંથી ચા, ખુંદ, કોપરેલ અને તજ ચઢે છે. **પોઇંટદ્દીગાલી** અગાઉ મોટું બંદર હતું. **ત્રિંકોમાલી** દરીઆઈ લશ્કરી વહાણનું મુખ્ય મથક છે, **જાફના** ઉત્તર કિનારે હિંદુસ્તાન જોડે વેપાર કરનારૂં સ્થળ છે. **કાંડી** સિંગાલીસ દેશી રાજાની રાજધાનીનું નગર હતું.

**પર્વતોઃ—પેદ્રાતાલાગાલા** અને **સામાનિલ્લા** શિખર છે.

**અખાતઃ—ટ્રિંકોમાલી** પૂર્વ કિનારે છે. **મનાર** ના અખાતમાંથી મોતી નીકળે છે.

**ટાપુઃ—માલદ્વીપ ટાપુ** પરવાળાના ટાપુનો સમુહ નામે ઓળખાય છે. ત્યાંનો રાજા સિલોનના ગવર્નરના તાબામાં છે. ત્યાંના રહેવાસી તેમજ રાજા મુસલમાન છે. મુખ્ય પેદાશ નાળિએર છે.

આ ટાપુનો ઉપરી ગવર્નર કોલંબામાં રહે છે અને તેને રાજકાજમાં મદદ કરવામાં પાંચ સભાસદની મંડળી અને કાયદા બાંધવાના કામમાં ૧૮ સભાસદની મંડળી છે ઈ. સ. ૧૮૧૫ માં કાંદીના રાજાને ગાદીએથી ઉઠાડી આખો મુલક ખાલસા કરવામાં આવ્યો હતો. લોકો બૌદ્ધ ધર્મી છે. અહીં રામ અને રાવણનુ મોટું યુદ્ધ થયું હતું. જંગલમાં તજ તથા કીમતી લાકડું પુષ્કળ થાય છે. જંગલમાં હાથી, ચિત્તા અને રીંછ જોવામા આવે છે. અહીં અગાઉ ખુંદની મોટી પેદાશ હતી. પણ તેને બદલે ચા હાલમાં મુખ્ય પેદાશ છે. ત્યાં સિકોના, કેકાઉ, તેલીબીઆં, અને રબર થાય છે. અનાજમાં ચોખા મુખ્ય પાક છે. મુખ્ય ખનીજો, માણેક, પ્લમ્બેગો અને લોઢું છે, કિનારા પર પુષ્કળ મીઠું પકવવામાં આવે છે.



# ભૂગોળ વિદ્યા ભાગ ૨જો.

## एशिआ खंड.

### सामान्य वर्णन.

હિંદુસ્તાનની ભૂગોળનું વર્ણન આપ્યું છે. તે આ એશિઆ ખંડનો એક ભાગ છે. જેમાં આપણે રહીએ છીએ આ ખંડ એક મોટો દ્વીપકલ્પ છે. **સુવેઝની નહેરને** લીધે **આફ્રિકા ખંડથી** અને બેરિંગની સામુદ્રધુની વડે **અમેરિકા ખંડથી** તે જુદો પડેલો છે. પરંતુ યુરલ પર્વત અને યુરલ નદીને લીધે **યુરોપ ખંડ** સાથે જોડાએલો છે. એશિઆ, યુરોપ, અને આફ્રિકા ખંડ આ ત્રણ ખંડ મળીને જુની દુનિયા કહેવાય છે. વસ્તી અને વિસ્તારમાં આ ખંડ બધા ખંડ કરતાં સૌથી મોટો છે.

**સીમા**—ઉત્તરે **ઉત્તર મહાસાગર** આવેલો છે. તેમાં વર્ષનો ઘણો ભાગ બરફ રહે છે, તેથી દરિઆઇ વેપાર માટે આ મહાસાગર પૃથ્વી પર મોટામાં મોટો છે, અને તેમાં છુટા છુટા ઘણા ટાપુઓ આવેલા છે. દક્ષિણે **હિંદી-મહાસાગર** છે. અને પશ્ચિમે **રાતો સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર. કાળો સમુદ્ર, કેકેસસ પર્વત, કાસ્પિઅન સમુદ્ર, યુરલ** પર્વત અને **યુરલ** નદી છે.

| દેશ | મુખ્ય શહેર. | શહેરની વસ્તી. |
|---|---|---|
| (૧) હિંદુસ્તાન | કલકત્તા | ... ૧૨,૨૨,૩૧૩ |
| (૨) અફઘાનિસ્તાન | કાબુલ | ... ૭૫,૦૦૦ |
| (૩) ઈરાન ... | તેહેરાન. | ... ૨,૮૦,૦૦૦ |

| | | | |
|---|---|---|---|
| (૪) અરબસ્તાન | મક્કા. | ... | ૮૦,૦૦૦ |
| (૫) એશિઆઇ તુર્કસ્તાન. | સ્મર્ના. | ... | ૩,૭૫,૦૦૦ |
| (૬) એશિઆઇ રશિઆ | ઇર્કુટસ્ક. | ... | ૧,૦૮,૦૦૦ |
| (૭) જાપાન ... | ટોકિઓ | ... | ૨૧,૮૬૦૦૦ |
| (૮) ચીનનું રાજ્ય | પેકિંન. | ... | ૧૦,૦૦,૦૦૦ |
| (૯) હિંદી ચીન. | બાંગકોક. | ... | ૨,૦૦,૦૦૦ |

**કુદરતી રચના:**—બધા પહાડો એકજ જગા પરથી શરૂ થાય છે. તે જગ્યા **પામીરનો** ઉચ્ચ પ્રદેશ છે. અને તે હિંદુસ્તાનની વાયવ્યમાં આવેલો છે. આ પ્રદેશ બાર હજાર ફુટ ઉંચો છે, અને તેને **દુનિયાનું છાપરૂં** કહે છે. હિમાલયની ઉત્તરે ટિબેટનો ઉચ્ચ પ્રદેશ આવેલો છે અને તે દક્ષિણ તરફ પંદર હજાર ફુટ ઉંચો છે. આ ઉપરાંત ગોબીનું રણ (ચીનની ઉત્તરમાં), ઇરાન, અરબસ્તાન અને હિંદુસ્તાનનો દક્ષિણ ભાગ એ ઉચ્ચ પ્રદેશો છે. એશિઆનો ઉત્તર ભાગ સૈબીરિઆ સપાટ પ્રદેશ છે. અને તેનો ઢોળાવ ઉત્તર તરફનો છે. હિંદુસ્તાનનો ઉત્તર ભાગ અને ચીનનાં મેદાનો ફળદ્રુપ છે.

**પર્વતો:**—પીમીરના ઉચ્ચ પ્રદેશની પૂર્વે **हिमालय, काराकोरम, कयुएनलुन, थ्यानशान, आलताइ, याबलोनोई** અને **स्टेनोवोइ** પર્વત છેક બેરિંગની સામુદ્રધુની સુધી ગએલા છે. પશ્ચિમે **हिंदुकुश, एल्बुर्झ** અને **तौरस** છેક એશિઆઇ તુર્કસ્તાન સુધી ગએલા છે. હિંદુકુશની દક્ષિણે **सुलेमान** પર્વત આવેલો છે. આ ઉપરાંત **काकेसस** અને **युरल** પર્વત બન્નેને પશ્ચિમની સરહદ પર આવેલા છે.

**રણો:**—**अरबस्तान**નું રણ અરબસ્તાનના દક્ષિણ ભાગમાં છે. **इरान** નું રણ ઇરાનના પૂર્વ ભાગમાં છે. હિંદુસ્તાનનાં રણોમાં **सिंधनुं, थरपारकरनुं, कच्छनुं**

અને **मारवाडनुं** રણ, એ બધાં રજપુતાનાના વાયવ્ય અને પશ્ચિમ ભાગમાં આવેલાં છે. **गोबीनुं रण** ચીનમાં ટિબેટની ઉત્તરે છે.

**સરોવરો:—ખારાં સરોવર–चीलका અને पुलीकट** હિંદુસ્તાનના પૂર્વ કાંઠે છે. **साबर** રજપૂત સંસ્થાનમાં છે. **हेमन** સરોવર અફઘાનિસ્તાનમાં છે. **उरुमिआ** ઇરાનમાં છે. **वान** અને **मृत** એશિઆઇ તુર્કસ્તાનમાં છે. મૃત એટલું તો ખારૂં છે કે એમાં માછલાં જીવી શકતાં નથી અને તેથી તેનું નામ મૃત સરોવર પડ્યું છે. અને **कास्पिअन** દુનિયામાં સૌથી મોટું સરોવર છે. **परल, बलकाश** એ મોટાં સરોવર રશિયાના રાજ્યની નૈઋત્યમાં છે.

**મીઠાં પાણીનાં સરોવરો:—कोलर** એ હિંદુસ્તાનમાં ગોદાવરી અને કૃષ્ણા નદી વચ્ચે છે. **ढेबर** એ કાશ્મીરમાં છે. **बैकल** સૈબીરિઆમાં છે અને તે દુનિયામાં ઉંડામાં ઉંડું છે.

**દ્વીપકલ્પ:—अरबस्तान, हिंदुस्तान, हिंदीचीन** એ ત્રણ મોટા દ્વીપકલ્પ દક્ષિણ કિનારા પર છે. **कोरीआ** અને **कामस्काटका** એ મોટા દ્વીપકલ્પ પૂર્વ કિનારા પર છે.

**ભૂશિર:—चेलिस्कीन** ઉત્તર મહાસાગરમાં સૌથી વધારે ઉત્તરનું, અને **केप बावा** એશિઆ માઇનોરમાં છેક પશ્ચિમનું બિંદુ છે. **कन्या कुमारीका** હિંદુસ્તાનની દક્ષિણે છે. **निग्रेस** પેગુની દક્ષિણે છે. **रोमानिआ** મલાકાની સામુદ્રધુની પર છેક દક્ષિણ બિંદુ છે. અને **पूर्व केप** બેરિંગની સામુદ્રધુની પર છેક પૂર્વનું બિંદુ છે.

**સંયોગિભૂમિ:—क्रोनी** મલાયાને બ્રહ્મદેશ સાથે જોડે છે.

**નદીઓ:—**

**ઉત્તર તરફ વહેનારી નદીઓ ઉત્તરમહાસાગરમાં પડે છે.**

**इर्टिश**–આલતાઇ પર્વતમાંથી નીકળી ઓબી નદીને મળે છે.

**ओबी**—આલતાઇ પર્વતમાંથી નીકળી ઓબીના અખાતમાં પડે છે.

**येनेसी**—મંગોલિઆના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળે છે.

**लीना**—બૈકલ સરોવરની ઉત્તરમાંથી નીકળે છે.

### પૂર્વ તરફ વહેનારી નદીઓ–પાસિફિક મહાસાગરમાં પડે છે

**आमुर**—યાબલોનોઇમાંથી નીકળી ઓકોટસ્કના સમુદ્રમાં પડે છે.

**होआंगहो**—ટિબેટમાંથી નીકળી પેચીલીના અખાતમાં પડે છે.

**यांगसेक्यांग**—ટિબેટમાંથી નીકળી પાસિફિક મહાસાગરમાં પડે છે.

### દક્ષિણ તરફ વહેનારી નદીઓ હિંદી મહાસાગરમાં પડેછે.

**मेकांग**—ટિબેટમાંથી નીકળી બ્રહ્મદેશ, સિયામ, કેમ્બોડિઆ અને કોચીનમાં થઇ ચિનાઇ સમુદ્રમાં પડે છે.

**इरावदी**—બ્રહ્મ દેશના ઉત્તરના ભાગમાંથી નીકળી દક્ષિણ તરફ આખા દેશમાં વહી માર્તાબાનના અખાતમાં પડેછે.

**ब्रह्मपुत्रा**—હિમાલયના ઉત્તર ઢાળેથી નીકળી ટિબેટમાં વહી હિમાલય ઓળંગી હિંદુસ્તાનમાં આવી બંગાળાના ઉપસાગરને મળે છે.

**गंगा**—હિમાલયના દક્ષિણ ઢાળે આવેલા ગંગોત્રીના બરફના ડુંગરમાંથી નીકળી મુખ આગળ બ્રહ્મપુત્રાને મળે છે. આ સૌથી પવિત્ર નદી ગણાય છે.

**सिंधु**—ટિબેટમાં આવેલા કૈલાસ શિખર નજીકથી નીકળી હિમાલય પર્વતમાં થઇ કાસ્મીર, પંજાબ અને સિંધમાં થઇ અરબી સમુદ્રને મળે છે.

**युफ्रेटिस**—આર્મીનિઆમાંથી નીકળી ઈરાનના અખાતમાં પડે છે.

**तैग्रिस**—યુફ્રેટિસને મળે છે. અને તેનું મૂળ આર્મીનિઆમાં છે.

એ ઉપરાંત બીજી નદીઓ—એશિઆની પશ્ચિમ સરહદ પર આવેલી **युरल** કાસ્પિઅન સરોવરમાં, **आकूसस** (આમુદર્યા) અને **सिरदर्या** (સીહુન) એરલ સરોવરમાં પડે છે.

**સમુદ્રો:**—પૂર્વ કિનારા પર પાંચ સમુદ્ર છે. **बेरिंग समुद्र** એલ્યુશિયન ટાપુને લીધે, **ओकोटस्कनो समुद्र** ક્યુરાઇલ ટાપુને લીધે, **जापाननो समुद्र** જાપાનનેલીધે, **पीलो समुद्र** લુચુ ટાપુને લીધે અને **चिनाइ समुद्र** ફિલિપાઇન અને બોર્નિઓ ટાપુને લીધે પાસિફિક મહાસાગરથી છુટા પડેલા છે.

દક્ષિણ કિનારા પરના સમુદ્રો:—**बंगाळानो उपसागर** અને **अरबी समुद्र** એ બે મોટા સમુદ્રો હિંદી મહાસાગરમાં આવેલા છે, અને **रातो समुद्र** એ અરબી સમુદ્રનો ભાગ છે પશ્ચિમ કિનારા પરના સમુદ્રો-**मार्मोरा समुद्र** અને અરબી સમુદ્રનો ભાગ છે. પશ્ચિમ કિનારા પરના સમુદ્રો-**मार्मोरा समुद्र** અને **काळो समुद्र** છે.

**સામુદ્રધુની**—પૂર્વ કિનારા પર-**बेरिंग** ઉત્તર મહાસાગર અને બેરિંગ સમુદ્ર વચ્ચે, **कोरिआ** જાપાનના સમુદ્ર અને પીળા સમુદ્રની વચ્ચે, અને **मलाका** ચિનાઇ સમુદ્ર અને બંગાળી ઉપસાગરની વચ્ચે આવેલી છે.

દક્ષિણ કિનારા પર—**ओरमझ** ઇરાની અખાત અને ઓમાનના અખાતની વચ્ચે, અને **बाबलमांडेब** એડનના અખાત અને રાતા સમુદ્રની વચ્ચે આવેલી છે.

**અખાત અને ઉપસાગર:**—**एडन** અરબસ્તાન અને આફ્રિકા ખંડ વચ્ચે આવેલો છે. **इरानी** અખાત અને **ओमान** નો અખાત એ ઇરાનની દક્ષિણે છે. **सियाम** નો અખાત સિયામની દક્ષિણે છે. **टानकींन** કોચીન ચીન અને હેનાનની વચ્ચે છે. **पेचिली** પીળા સમુદ્રમાં છે. **ओबी** સૈબીરિઆની ઉત્તરમાં છે.

**ટાપુઓ—નવો सैबिरिआ** ઉત્તર મહાસાગરમાં છે અને તેની જમીનમાંથી હાથીદાંત જડે છે. **क्युराइल** જવાળામુખીનો પ્રદેશ છે. **सगेलिअन** ની ઉતરનો ભાગ રશિઆને અને દક્ષિણનો ભાગ જાપાનને તાબે છે, તેમાં પુષ્કળ કોયલા નીકળે છે. **जापानना टापुओ** જાપાનના ટાપુઓ મળીને એક જુદો દેશ છે અને એશિઆ ખંડમાં ઉંચી સ્થીતિએ પહોચેલું રાજ્ય છે. **हैनान, फोर्मोसा,** અને **लुचु** ચિનાઇ સમુદ્રમાં છે. તેમાં ફોર્મોસા જાપાનને તાબે છે આ બધા ટાપુઓ પાસિફિક મહાસાગરમાં આવેલા છે. હિંદી મહાસાગરમાં આવેલો **सिलोन** અને ભૂમધ્ય સમુદ્રમાં આવેલો **सैप्रस** એ બંને અંગ્રેજ સરકારને તાબે છે.

**મુખ્ય બંદરો**:—પશ્ચિમ કિનારા ઉપરથી તપાસીએ તો મોટા બંદરો **स्मर्ना** એશિઆ માઇનોરમાં, **मुंबई** અને **कलकता** હિંદુસ્તાનમાં, **कोलंबा** સિલોનમાં, **सिंगापोर** મલાયા દ્વીપકલ્પને છેડે, **हांगकांग** અને **शांगहाई** ચીનમાં, અને **योकोहामा** જાપાનમાં છે.

**રાજ્યો**—દુનિયામાં સૌથી મોટા રાજ્યો એશિઆમાં અને તેના ચાર ભાગો થઇ શકે છે. દક્ષિણનો મુલક અંગ્રેજો તથા ફ્રેંચોને તાબે છે. પૂર્વમાં બૌદ્ધ લોકોનાં રાજ્ય છે. ઉત્તરમાં રશિઆનું રાજ્ય છે અને પશ્ચિમમાં મુસલમાની રાજ્ય છે.

(૧) પશ્ચિમમાં અફઘાનિસ્તાન, ઇરાન, અરબસ્તાન, અને એશિઆઇ તુર્કસ્તાન, એમ ચાર મુસલમાની રાજ્ય છે. (૨) ઉત્તરમાં રશિઆનું મોટું રાજ્ય છે (૩) પૂર્વમાં ચીન અને જાપાનનાં બે મોટાં રાજ્ય છે. (૪) દક્ષિણમાં ફ્રેંચ હિંદીચીન, સિઆમ મલાયા દ્વીપકલ્પ અને હિંદુસ્તાન છે.

**લોકો**:—દુનિયામાં માણસની વસ્તી પ્રથમ એશિઆમાં થઈ તેમા વસ્તી સુમારે ૮૭ કરોડની છે. આ ખંડમાં મુખ્ય બે જાતના લોકો વસે છે. મંગોલિઅન અને કોકેસિઅન છે. કોકેસિઅન હિંદુસ્તાનના વતની છે. મધ્ય

એશિઆ અને ઉત્તર એશિઆમાં મંગોલિઅન લોકો વસે વસે છે. ત્રીજી એક જાત મલય લોકની છે તેઓ દક્ષિ-ણમાં મલય દ્વીપકલ્પ તરફ વસે છે. એશિઆના લોકોને તેઓના જુદા ચાલને વળગી રહેવું બહુજ ગમે છે, તેમની રીત ભાત સભ્યતાવાળી છે.

**ધર્મ:**--પૃથ્વીનાં મોટા મોટા ધર્મોની ઉત્પત્તિ આ ખંડમાં થએલી છે. મુસલ્લમાની ધર્મ, ખ્રિસ્તી ધર્મ, હિંદુ ધર્મ અને બૌદ્ધ ધર્મ સ્થાપનારાઓના જન્મ આ ખંડમાં થયા હતા. આ ખંડમાં મુખ્ય ધર્મ ત્રણ છે. હિંદુ, બૌદ્ધ, અને મુસલમાન, હિંદુસ્તાનમાં હિંદુ ધર્મ છે. ચિનાઇ રાજ્ય, જાપાન, હિંદીચીન, બરમા અને સિલોનમાં બૌદ્ધધર્મ પ્રસરેલો છે, અને તેમનો મોટો ધર્મગુરૂ લામા ટિબેટમાં રહે છે. તુર્કસ્તાન, અરબસ્તાન વીગેરે ભાગમાં મુસલ્લમા-ની ધર્મ છે.

**જનાવર:**—ઉત્તરમાં રેનડીઅર થાય છે તે બરફ ઉપર ચાલી શકે છે. દક્ષિણમાં સફેદ રીંછ, એરમાઇન, સેબલ વગેરે રૂવાંવાળાં જનાવર જોવામાં આવે છે. રણના પ્રદેશમાં ઉંટ નજરે પડે છે. મધ્ય એશિઆમાં ઘોડા, ટિબેટમાં ચાક જાતનું જનાવર ગાડી ખેંચે છે. હાથી, વાઘ, સિંહ, ગેંડા, પાડા અને રીંછ હિંદુસ્તાન અને હિંદીચીનમાં નજરે પડે છે, મોટા મગરો નદીઓમાં જોવામાં આવે છે. અરબસ્તાન અને ઇરાનના ઘોડા વખણાય છે.

## ( ૧ ) हिंदुस्तान.

હિંદુસ્તાનની ભૂગોળનું વર્ણન ભૂગોળ ભાગ ૧ લામાં આગળ આપી ગયા છીએ, તો અત્રે ફરી આપેલ્લ નથી.

## ( ૨ ) अफघानिस्तान.

આ દેશ હિંદુસ્તાનની વાયવ્ય સરહદ પર આવેલો છે અને તે ઇરાનની પૂર્વનો ભાગ છે. આ દેશનું બીજું નામ ખુરાસાન છે.

**શહેરો**:—**काबुल** હાલની રાજધાની બે પહાડ વચ્ચે આવેલા મેદાન પર છે. હિંદુસ્તાન, કંદહાર, હેરાત અને તુર્કસ્તાન બધે જવાના રસ્તા આ શહેર આગળ મળે છે. તેથી એ વેપારનું મોટું મથક છે. **कंदहार** (૬૦,૦૦૦) એ વેપારનું મથક દક્ષિણ અફ્ઘાનિસ્તાનમાં છે. અને અગત્યની લશ્કરી જગા છે. **हेरात** ઇરાન અને રશિઅન તુર્કસ્તાનની સરહદ પર આવેલું છે. **गझनी** કાબુલ અને કંદહાર વચ્ચે મહમદની રાજધાની હતી. **जलालाबाद** કાબુલ અને પેશાવર વચ્ચે ઐતિહાસિક શહેર છે.

**પર્વતો**:—**हिंदुकुश** ઇશાનમાં, અને **सुलेमान** પૂર્વમાં છે.

**નદીઓ**:—**काबुल** નદી પૂર્વમાં વહી સિંધુને મળે છે. તે પર કાબુલ શહેર છે. **हेलमंद** નદી હેમન સરોવરમાં પડે છે. **आमुदर्या** નદી હિંદુકુશ પર્વતમાંથી નીકળે છે.

**સરોવર**:—**हेमन** સરોવરને હેલમંદ નદી મળે છે.

**ઘાટ**:—**ખાઇબર, કુરૂમ અને બોલોન ઘાટ** મુખ્ય છે. જલાલાબાદથી પેશાવર જવાના રસ્તા પર ખાઇબર ઘાટ આવેલો છે. અને તે બધા ઘાટોમાં મુખ્ય છે. આવા હિંદુસ્તાનમાં દાખલ થવાના અહીં ઓછામાં ઓછા ૨૦ માર્ગ છે.

હિંદુકુશ અને આમુદર્યા વચ્ચેનો પ્રદેશ **અફ્ઘાન તુર્કસ્તાન** કહેવાય છે. એમાં કેટલાક નાના રાજ્યો છે. તેમા **બલ્ખ** પારસી ધર્મના પેગંબર ઝોરાસ્ટરની જન્મભૂમિ ગણાય છે. એ અસલનો બાકટ્રિઆનો મુલક છે.

**લોકો**:—અહીંના બધા લોકો મુસલમાની ધર્મ પાળે છે. અને તેઓ શરીરે જોરાવર અને શૂરવીર છે. લોકો ફારસી શબ્દ દાખલ થએલા એવી પુશ્તુ ભાષા બોલે છે. તેઓનો ઉદ્યોગ રેશમી કાપડ અને શેતરંજી વણવાનો છે, તથા ફેલ્ટ (દબાવેલા ઊનનું જાડું કાપડ) અને પોશ્તીન (ચામડાના લુગડાં) બનાવવાનો છે. અફગાનિસ્તાનનું રાજ્ય

મુસલમાની છે અને રાજ્યકર્ત્તાને અમીર કહે છે. એ દેશમાં ઘણી ઠંડી પડે છે.

**ખેતીની પેદાસ:**—ઘઉં, મકાઇ અને ચોખા છે અને તે લોકોનો મુખ્ય ખોરાક છે. વળી દ્રાક્ષ, તડબુચ, દાડમ વગેરે મેવો થાય છે. આ દેશમાંથી પુષ્કળ હીંગ હિંદુસ્તાનમાં આવે છે.

**નિકાસ:**—હીંગ, મેવો, ઊન, ઢોર, ચામડાં અને ઔષધો હિંદુસ્તાનમાં આવે છે.

**આયાત**—સુતર અને સુતરાઉ કાપડ,ધાતુ, ચા અને ખાંડ હિંદુસ્તાનમાંથી આવે છે.

## (૩) इरान.

ઇરાન અરબસ્તાનની પૂર્વે આર્મીનિઆ કુર્દિસ્તાનથી તે અફઘાનિસ્તાનની પૂર્વ સરહદ સુધી આવેલો ઉચ્ચ પ્રદેશ છે. ઇરાન એ હિંદુસ્તાનમાં વસનારા પારસીઓનું મૂળ વતન છે.

**શહેરો:**—**तेहरान** ઇરાનની રાજધાની એલબુર્ઝ પર્વતની દક્ષિણે છે. **तब्रिज** વાયવ્યમાં વેપારનું સ્થળ છે. **इस्पहान** તે તેહરાનની દક્ષિણમાં છે અને તે વિદ્યાનું સ્થળ ગણાય છે. **शिराझ**નો દારૂ વખણાય છે. **बुशायर** અને **बंदर अब्बास** ઇરાની અખાત પર બંદર છે.

**પર્વત:**—**एलबुर्झ** ઉત્તરમાં છે. **दीमावंद** તેનું શિખર છે.

**સરોવર:**—**उरूमिआ** ખારા પાણીનું સરોવર વાયવ્યમાં છે.

**અખાત:**—**इरान**નો અને **ओमान**નો દક્ષિણમાં છે.

**લોકો:**—આ દેશના લોકો રીતભાત તથા સભ્યતા માટે પ્રખ્યાત છે તથા લોકો છટાદાર વાત કરનારા છે. આ લોકો શેતરંજી, શાલ અને તરવાર બનાવવાના કામમાં કુશળ છે. એ લોકોનો ઘણો ભાગ આર્ય જાતનો છે. પણ મુસલમાની ધર્મ માને છે. અને શીઆ પંથના છે. એ દેશના રાજાને **શાહ** કહે છે. **પેદાશ**—ચોખા, રૂ, ઘઉં, જવ, શેરડી, અફીણ, ગળી વગેરે છે.

**ખનીજો**—લોખંડ, સીસું, તાંબુ અને કોલસા છે.

**નીકાસ**—સુકો મેવો, રૂ, મોતી, અફીણ, શેતરંજી, અને રેશમના કોશેટા છે.

## (૪) अरबस्तान.

અરબસ્તાન એશિઆઈ તુર્કસ્તાનની દક્ષિણે છે અને તે મોટો દ્વીપકલ્પ છે. એના પશ્ચિમ તરફની તેમજ પૂર્વ તરફની પટી તુર્કસ્તાનના સુલતાનને તાબે છે. અરબસ્તાન મુસલમાની ધર્મનું મુળ સ્થાન છે. હાલ પૃથ્વી પર વસનારાનો $\frac{1}{7}$ ભાગ મુસલમાની ધર્મ માને છે.

**વિભાગો:**—આ મુલકના પશ્ચિમના બે પ્રાંતો **હેજાઝ** અને **યમન** અને પૂર્વનો એક **એલહસા** તુર્કસ્તાનના સુલતાનને તાબે છે. **ઓમાન** પ્રાંતમાં ત્યાંના સ્વતંત્ર સુલતાનની સત્તા છે. અને તે હિંદી સરકારની દેખરેખ નીચે રહે છે. દક્ષિણ કિનારા પર **હેંદ્રામોંત** પ્રાંત પણ હિંદી સરકારની દેખરેખ નીચે છે.

**શહેરો:**—**મક્કા** મુસલમાનોનું પવિત્ર શહેર છે. ત્યાં તેમના પેગંબર સાહેબ મહમદનો જન્મ ઈ. સ. ૫૭૦ માં થયો હતો. મુસલમાનો અહીં જાત્રા અર્થે આવે છે. **जिडाह** એ મક્કાનું બંદર છે. **मदीना** મક્કાની ઉત્તરે આવેલું છે અને ત્યાં પેગંબર સાહેબ મહમદની કબર છે. ઈ. સ. ૬૨૨ માં મહમદ પેગંબર સાહેબ મક્કેથી મદીના ગયા અને તે વર્ષથી મુસલમાન લોકો પોતાનું હીજરી (નાસી જવું) વર્ષ ગણે છે. **सेना** યમનની રાજધાની છે. આખા અરબસ્તાનમાં આ પ્રાંત ઘણો ફળદ્રુપ છે. **मोक्खा** બાબલમાંડબની સામુદ્રધુનીની ઉત્તરે બુંદને માટે પ્રખ્યાત છે. **मस्कत** ઓમાનની રાજધાની અને પૂર્વ કિનારા પર બંદર છે, અને એનો મુખ્ય વેપાર ખજુર, સુકો મેવો, અને સુકાં માછલાં છે. **एडन बंदर** બ્રિટિશ સંસ્થાન છે, અને મુંબઈ ઇલાકાના ગવર્નરની દેખરેખ નીચે છે.

**રણ:--अरबस्तान**નું રણ એ દેશના દક્ષિણ ભાગમાં છે.

**સમુદ્ર:--रातो समुद्र.** આ દેશના પશ્ચિમ ભાગમાં છે.

**અખાત:—एडन** અરબસ્તાન અને આફ્રિકા વચ્ચે છે.

**સામુદ્રધુની:—बाबलमांडेब** એડનના અખાત અને રાતા સમુદ્ર વચ્ચે છે, અને **ओरमझ** પરસીઅન ગલ્ફ અને ઓમાનના અખાત વચ્ચે છે.

**ટાપુ:--बेहरिंन**નો ટાપુ ઈરાની અખાતમાં છે અને મોતીનાં માંછલાં માટે પ્રખ્યાત છે. આ ટાપુ હિંદી સરકારની દેખરેખ નીચે છે.

**લોકો**—આરબ લોકો ઉંચા, કદાવર અને મજબુત બાંધાના હોય છે. હિંમત, મિતાહારપણું, પરોણા ચાકરી અને સત્યતા એ આરબોના મુખ્ય ગુણ છે. કેટલાક પોતાના ઢોર લઇ ફર્યા કરે છે.

આ દેશની ઉત્તરનો અને દક્ષિણનો ભાગ રેતીનાં રણ છે. વરસાદ ઘણો ઓછો પડે છે. એળીઓ, મહુર, લોબાન, ખજુર અને ગુંદને માટે આ પ્રાંત પ્રખ્યાત છે, અને તે પરદેશ મોકલવામાં આવે છે. અરબસ્તાનના ઘોડા વખણાય છે. તે ઘણા રૂપાળા, લાંબી મજલ કરે તેવા અને નમ્ર સ્વભાવના છે. આ રણના પ્રદેશમાં ઉંટ ઘણુંજ ઉપયોગી જનાવર છે. દરીઆ તરફની જમીન પર ખેતીની પેદાશ મકાઇ, જવ અને રૂ છે.

## ( ૫ ) एशिआई तुर्कस्तान.

યુરોપખંડ તથા અરબસ્તાનની અંદર કોન્સ્ટાન્ટિનોપલના સુલતાનના તાબામાં જે મુલક છે તે ઉપરાંત આ નીચે લખેલા ચાર પ્રાંતો છે તે એશિઆઇ તુર્કસ્તાન કહેવાય છે. (૧) એશિઆ માઈનોર (૨) આર્મીનિઆ અને કુર્દિસ્તાન (૩) મેસોપોટેમિઆ અને (૪) સિરિઆ અને પાલેસ્ટાઇન.

## (૧) એશિઆ માઇનોર.

એશિઆ માઇનોર દ્વીપકલ્પ એશિઆ ખંડની પશ્ચિમ સરહદ પર કાળા સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્ર વચ્ચે આવેલો છે.

**શહેરો:-સ્મર્ના** એશિઆ માઇનોરમાં સૌથી મોટું શહેર અને બંદર છે. એનો મુખ્ય વેપાર સુકો મેવો, રેશમ, ઊન અને ઔષધિ છે. **સ્કુટરિ** બોસ્પરસ પર કોન્સ્ટાન્ટિનોપલનું પરૂં છે. **બ્રુસા** વાયવ્યમાં રેશમના વણાટને માટે પ્રખ્યાત છે. તુર્કસ્તાનની રાજધાની કોન્સ્ટાન્ટિનોપલ થઇ તે પહેલાં આ શહેર તુર્કસ્તાનના રાજયની રાજધાનીનું નગર હતું. **અંગોરા** મધ્યમાં બકરાંના ઊનને માટે પ્રખ્યાત છે.

**પર્વત:—તૌરસ** ૧૧૦૪૦ ફુટ ઉંચો છે અને તે દક્ષિણે છે. આ પહાડ પર પાઇનનાં જંગલો આવેલાં છે અને તેની મુખ્ય પેદાશ ટરપેન્ટાઇન છે.

**ભૂશિર:—કેપ બાબા** એ છેક પશ્ચિમ બિંદુ છે.

**ટાપુઓ:—સાઇપ્રસ** એ અંગ્રેજ સરકારના તાબામાં છે. ઇ. સ. ૧૮૭૮ માં તુર્કીના સુલતાને સાઇપ્રસ અંગ્રેજોને સ્વાધીન કર્યો છે પણ હજુ તે ઉપરીપણાની સત્તા ધરાવે છે. આ ટાપુ ઘણો ફળદ્રુપ છે. તેમાં મુખ્ય પાક તલ, અળસી અને રૂ છે. **સેમોસ** ટાપુ પૈથાગોરસની જન્મભૂમિ છે.

એશિઆ માઇનોર યુરોપખંડ અને એશિઆખંડ વચ્ચેનું સુધારાનું દ્વાર કહેવાય છે. જુના વખતમાં એ ઘણોજ સુધરેલો અને માતબર દેશ હતો. તે હાલ જુના શહેરના ખંડીએરોમાંથી મળી આવતાં ચિહ્નો પરથી સાબીત થાય છે. હોમર, પૈથાગોરસ અને હેરોડોટસ જેવા મોટા વિદ્વાનોની જન્મભૂમિ આ દેશમાં છે.

**લોકો:**---લોકો તુર્ક, આર્મીનિઅન, કુર્દ, આરબ અને યાહુદી જાતના છે. આ બધામાં તુર્ક લોકની વસ્તી વધારે છે. પણ વ્યાપારી તથા વિદ્વાન વર્ગ ગ્રીક લોકો છે. તુર્ક

અને કુર્દ મુસલમાની ધર્મ, આર્મીનિઅન અને ગ્રીક ખ્રિસ્તી ધર્મ, અને યાહુદીઓ પોતાનો જુદો ધર્મ માને છે.

ઉત્તરના કિનારા તરફની ભિનાશવાળી હવામાં જંગલના ઝાડો તેમજ જુદી જુદી જાતનો મેવો પુષ્કળ થાય છે. દક્ષિણ તરફની ખીણમાં દ્રાક્ષ, ઓલિવ અને અંજીર થાય છે. ખેતીની પેદાશ ઘઉં, ડાંગર, મકાઈ અને રૂ છે. ત્યાંના અંગોરા પ્રાંતમાં એક જાતનાં બકરાં થાય છે. તેની ઊન ઘણીજ સુંવાળી અને રેશમ જેવી હોય છે, અને તેની શાલ બને છે. વેપારની મુખ્ય ચીજો સુકી દ્રાક્ષ, અંજીર, ઓલિવ, ઘઉં, અફીણ અને રૂ છે. આ મુલકમાં વેપારની સગવડ માટે હાલ થોડી રેલવે બાંધેલી છે. હિંદુસ્તાન અને યુરોપ વચ્ચેનો વેપારનો જુનો માર્ગ આ દેશ છે. જમીનમાંથી તાંબું, રૂપું, સીસું, લોખંડ અને કોલસા નીકળે છે.

### ૨. આર્મીનિઆ અને કુર્દિસ્તાન.

આર્મીનિઆ અને કુર્દિસ્તાન એ યુફ્રેટિસ અને તૈગ્રિસ નદીનાં મૂળ આગળનો પ્રદેશ છે. એનો ઉત્તરનો ભાગ આર્મીનિઆ અને દક્ષિણનો ભાગ કુર્દિસ્તાન છે.

**શહેરો:—અર્જરૂમ** (૮૦,૦૦૦) એ આર્મીનિઆની રાજધાનીનું નગર દરિઆથી ૬૫૦૦ ફુટની ઉંચાઇએ આવેલું છે. **વાન** શહેર વાન સરોવર પાસે છે. અને વસ્તી આર્મીનિઅનોની છે.

**સરોવરઃ—વાન** દરીઆની સપાટીથી ૫૫૦૦ ફુટ ઉંચું છે.

આર્મીનિઆમાં જંગલો નથી પણ કુર્દિસ્તાનમાં ઘણાં જંગલો છે. ઉત્તરની ખીણોમાં મેવા અને અનાજ થાય છે. અને દક્ષિણમાં તમાકુ, કપાસ, દ્રાક્ષ અને તરબુચ વગેરે થાય છે. આર્મીનિઆના લોકો ખ્રિસ્તી ધર્મ પાળે છે. અને તેઓ ઘણા શાન્ત સ્વભાવના છે. કુર્દ લોકો મુસલમાનોની ભટકતી જાત છે.

## ૩. મેસોપોટેમીઆ.

આ પ્રાંત યુફ્રેટિસ અને તૈગ્રિસ નદી વચ્ચે આવેલો દક્ષિણ તરફનો સપાટ ફળદ્રુપ મુલક છે. મેસોપોટેમિઆ ગ્રીક ભાષાનો શબ્દ છે અને તેનો અર્થ નદીઓ વચ્ચેનો મુલક (દોઆબ) એવો થાય છે.

**શહેરો:**—**મોસલ** (૭૦,૦૦૦) એ નિનેવેહ શહેરનાં ખંડિએરોની પડોશમાં છે. **બગદાદ** (૨,૨૫૦૦૦) એક વખત મુસલમાની ધર્મના ગુરુ ખલીફા (ધર્મગુરુ) ની રાજધાની હતું. અને હાલ તે વેપારનું મથક થઇ પડયું છે. આ શહેરની દક્ષિણમાં બાબીલનના ખંડિએરો છે. **બસરા**—(૫૫૦૦૦) બંદર છે. આ પ્રદેશમાં ખજુરનાં ઝાડો પુષ્કળ છે. **કરબલા** એ બગદાદની નૈરૃત્ય ખુણામાં છે. અહીં મહમદ પેગંબરના દોહિત્ર ઇમામ હુસેનની કબર છે અને શીઆ લોકો આને ઘણી પવિત્ર જગા ગણે છે.

**નદીઓ:**—**યુફ્રેટિસ** ઇરાની અખાતને મળે છે. અને તેને મળનારી **તૈગ્રિસ** છે.

આ ભાગમાં શિઆળામાં બહુ ઠંડી પડતી નથી. આ પ્રદેશ ઘણો ફળદ્રુપ હતો, પણ હાલ તેનો ઘણો ભાગ રણ જેવો ઉજડ થઇ ગયો છે.

## ૪, સિરિઆ અને પાલેસ્ટાઇન,

સિરિઆ અને પાલેસ્ટાઇન યુફ્રેટિસ અને ભૂમધ્ય સમુદ્ર વચ્ચે આવેલો છે. પાલેસ્ટાઇન ખ્રિસ્તી લોકોની પવિત્ર ભૂમિ છે કારણ કે ખ્રિસ્તી ધર્મના સ્થાપનાર પ્રભુ ઇસુખ્રિસ્તની આ જન્મ ભૂમિ છે.

**શહેરો**—**દમાસ્કસ** (૩,૫૦,૮૦૦) સિરિઆમાં સૌથી મોટું શહેર છે. અને તે ગુલાબો, તરવારો અને દમાસ્કસ નામના કપડાને માટે પ્રખ્યાત છે અને વેપારનું મોટું મથક છે. **આલેપ્પો** (હલબ) સિરિઆમાં વેપારનું મથક છે. અને કેપ ઓવ્ ગુડ હોપનો રસ્તો શોધી કાઢયો તે અગાઉ યુ-

રોપનો ઘણો વેપાર આ શહેર મારફત હતો. **इस्केन्डरुन** એ અલેપ્પોનું બંદર છે. **जेरुशालेम** પાલેસ્ટાઇનનું મુખ્ય શહેર અને ખ્રિસ્તી લોકોનું પવિત્ર સ્થાન છે. અહીં લોર્ડ જીસસ ક્રાઇસ્ટ (ઇસુખ્રિસ્ત) વધસ્તંભે જડાયા હતા. **जाफा** જેરૂશાલેમનું બંદર છે. અને ત્યાંથી નારંગીઓ બહાર ગામ જાય છે. **बेथलेहेम** જેરૂશાલેમની દક્ષિણે લોર્ડ જીસસ ક્રાઇસ્ટની જન્મ ભૂમિ છે.

**नदी—जोर्डन** નદીનાં પાણી મૃત્યુ સરોવરમાં પડે છે.

**पहाड—लिबनान** પર્વત ઉત્તરમાં આવેલો છે.

**सरोवर—मृत्यु** સરોવરનું પાણી ઘણુંજ ખારૂં છે અને તેથી તેમાં માંછલાં જીવી શકતાં નથી. તે ૫૦ માઇલ લાંબુ અને ૮ માઇલ પહોળું છે.

દ્રાક્ષ, ઓલિવ, અંજીર, નારંગી, શેતુર અને ખજુર આ બાજુએ પુષ્કળ થાય છે. અને તે પરદેશ મોકલવામાં આવે છે. પહાડો વચ્ચે ફળદ્રુપ અનાજ, તંબાકુ થાય છે. અતરેની વસ્તીનો ઘણો ભાગ આરબ લોક છે. આ પ્રાંતની પૂર્વ તરફ રણ છે, તે સિરિઆ રણને નામે ઓળખાય છે, એ રણમાં મૃત્યુ સરોવર આવેલું છે.

## (૬) एशिआई रशिआ.

એશિઆઈ રશિઆનું મોટું રાજ્ય ચીનની ઉત્તરે આવેલું છે. અને એણે એશિઆખંડની ⅓ જમીન રોકી છે. આ પ્રદેશ રશિઆના રાજા ઝારને તાબે છે.

| મુખ્ય વિભાગ. | રાજધાની. | શહેરની વસ્તી. |
|---|---|---|
| (૧) સૈબીરિઆ | ઇરકુટ્સ્ક | ૧,૦૮,૦૦૦ |
| (૨) રશિઅન તાર્તારિ | તાશ્કંદ | ૨,૦૧,૦૦૦ |
| (૩) કોકેશિઆ | ટિફ્લિસ | ૧,૯૭,૦૦૦ |

કોકેશિઆ સૌથી નાનો છે, પણ તેમાં વસ્તી બન્ને કરતાં વધારે છે.

## ૧. સૈબીરિઆ.

સૈબીરિઆનો મુલક એશિઆઇ રશિઆની છેક પૂર્વથી પશ્ચિમે યુરલ પર્વત સુધી આવેલો છે.

**શહેરો:—ઇરકુટસ્ક** પૂર્વ સૈબીરિઆનું મુખ્ય શહેર છે. એમાં મુખ્ય વેપાર રૂવાંનો છે. **ટોમ્સ્ક** પશ્ચિમ સૈબીરિઆમાં વેપારનું મથક અને વિશ્વવિદ્યાલયનું સ્થાન છે. **ટોબોલસ્ક** એશિઆઇ રશિઆની અગાઉની રાજધાની હતી. **ઓમ્સ્ક** પશ્ચિમ સૈબીરિઆનું મુખ્ય શહેર છે. **યેકુટસ્ક** માં યુરોપખંડના ઉંચામાં ઉંચા માઉન્ટ બ્લેંક કરતાં ત્યાં અતિશય ઠંડી પડે છે. **વ્લેડીવોસ્ટોક** પાસિફિક પર નૌકાસૈન્યનું સ્થળ છે.

**પર્વતો:—યુરલ.** યુરોપ અને એશિઆ વચ્ચે છે. **આલતાઇ** આ પહાડી મુલકમાં દક્ષિણ સરહદ પર છે. **યાબલોનોવોઇ** બૈકલ સરોવરની પૂર્વમાં છે. **સ્ટેનોવોઇ** પૂર્વમાં છેક પાસિફિક સમુદ્રપરની પૂર્વ ભૂશિર સુધી પહોંચેલો છે. તેમાં જ્વાળામુખી પર્વતો ઘણા છે.

**નદીઓ:—ઓબી** આલ્તાઇ પર્વતમાંથી નીકળે છે. અને **ઇર્ટિશ** નદી તેને મળે છે. **યેનેસી** મંગોલીઅનના પ્રદેશમાંથી નીકળે છે. **લીના** બૈકલ સરોવરમાંથી નીકળે છે. આ ત્રણે નદીઓ ઉત્તર મહાસાગરમાં પડે છે. **આમુર** સ્ટેનોવોઇ પર્વતમાંથી નીકળી પૂર્વ તરફ વહી ઓખોટસ્કના સમુદ્રમાં પડે છે.

**સરોવર:—બૈકલ** સરોવરનું પાણી ઘણું સ્વચ્છ છે. જ્યારે એ પાણી ૭ મહીના ઠરી જાય છે ત્યારે તે ઉપર રેનડીઅરની ગાડી ચાલે છે.

**દ્વીપકલ્પ:—કામસ્કાટકા** દ્વીપકલ્પ સૈબીરિઆની પૂર્વે છે. અને કામસ્કાટકાનું મુખ્ય શહેર **પેટ્રોપોલોવસ્ક** છે. શિઆળામાં ત્યાંના લોકો જમીનમાં રહે છે.

**ભૂશિર:—ચેલીસ્કોન** ઉત્તર મહાસાગરમાં સૌથી વધારે ઉત્તર બિંદુ છે. **લોપાટકા** ભૂશિર કામસ્કાટકાનું દક્ષિણ બિંદુ છે.

**ટાપુઓ:—યુ સૈબીરિયા** ઉત્તર મહાસાગરમાં છે ને ત્યાંની જમીનમાંથી હાથીદાંત જડે છે. **સગેલિઅન** ટાપુ કોયલાને માટે પ્રસિદ્ધ છે.

**સામુદ્રધુની—બેહરિંગ** એશિઆ અને અમેરીકાની વચ્ચે છે.

આ પ્રદેશ શીત કટિબંધમાં આવેલો હોવાથી ત્યાંની હવા ઘણી ઠંડી છે. અને વર્ષનો ઘણો ભાગ ત્યાં જમીન-પર બરફ રહે છે. વર્કોયાન્સ્કમાં એવી તો ઠંડી પડે છે કે, શિઆળામાં પારો ઠરી ગએલો હોય છે. પૃથ્વી પર અતિશય ઠંડી આ જગ્યાએ પડે છે. દક્ષિણમાં છેક ખેડાણ કરવા લાયક જમીન છે અને ત્યાં ઘઉં, જવ, રાય ( એ નામનું અનાજ ) થાય છે.

સૈબીરિઆની વસ્તી ૮૭ લાખની છે. તેમાંની ⅘ કરતાં વધારે વસ્તી યુરોપના રહેવાસીઓની છે. એમાંના કેટલાક દેશનિકાલની સજા પામેલા કેદી છે અને કેટલાક ખેતીને સારૂ યુરોપથી અહીં આવીને વસેલા છે. આ લોકોની વસ્તી નદી કિનારે વધારે જોવામાં આવે છે. ખેતી અને ધાતુ ખાણોમાંથી ખોદી કાઢવાનો તેમનો મુખ્ય ધંધો છે.

પૂર્વ કિનારે આવેલા વ્લેડીવોસ્ટોક સુધી રેલવે થવાથી આટલાંટિક મહાસાગરથી તે પૂર્વે પાસિફિક સુધી રેલવેમાં મુસાફરી થઇ શકે છે. અને આ રેલવેથી હાલ વેપાર વધતો જાય છે. રેલવે ઉપરાંત યુરોપ રશિઆની સરહદ પરથી છેક વ્લેડીવોસ્ટોક સુધી એક મોટો રસ્તો જાય છે. અને રેલવે થયા અગાઉ તે વેપારનો ધોરી રસ્તો હતો.

**ખનીજ:—**યુરલ પર્વતમાંથી સોનું, અને આલતાઇ પર્વતમાંથી સોનું, રૂપું અને કોયલા નીકળે છે. આ સિવાય લોખંડ, સીસું અને તાંબું પહાડોમાંથી નીકળે છે.

**પેદાશ:—**ઘઉં, જવ, રૂવાં, હાથીદાંત, સોનું, રૂપું, લોઢું, સીસું, ત્રાંબું અને કોયલા છે.

## ૨. રશિઅન તુર્કસ્તાન અથવા તાર્તરિ.

રશિઅન તુર્કસ્તાન કાસ્પિઅન સમુદ્રની પૂર્વમાં છે અને તેમાં વસ્તી સૈબીરિઆથી દોઢી છે.

**શહેરો:—તાશ્કંદ** આ પ્રાંતનું મુખ્ય શહેર છે. **खोकंद** તાસ્કંદની અગ્નિ ખુણમાં વેપારનું મથક છે અને બાબરની જન્મભૂમિ છે. **बोखारा** ઝરફ્શાન નદી પર સુંદર શહેર છે અને તે વેપારનું મથક છે. એ શહેરમાં પુષ્કળ શાળાઓ છે, **समरकंद** ઝરફ્શાનના કિનારા પર તૈમુરની રાજધાની હતું. તૈમુરનો રોજો પણ ત્યાંજ છે. પાણીની સગવડને લીધે તે આબાદ થતું જાય છે. **खीवा** એ રમણીય શહેર છે.

**પર્વતો:— पामीर, थ्यानशान.**

**સરોવર:— कास्पिअन, एरल** અને **बल्काश** ખારાં છે.

**નદીઓ:—आमुदर्या** નદી પામીરના ઉચ્ચ પ્રદેશથી, અને **सिरदर्या** થ્યાનશાન પર્વતમાંથી નીકળી એરલ સમુદ્રમાં પડે છે.

પામીરનો ઉચ્ચ પ્રદેશ જે દુનિયાનું છાપરૂં કહેવાય છે તે આ મુલકના પૂર્વ ભાગમાં આવેલો છે. મધ્યમાં આવેલા ખીવા અને બોખારા નામનાં બે રાજ્યો રશિઆને તાબે છે.

લોકો મુસલમાન છે. અને તુર્ક લોકો ઓક્સસ નદી અને કાસ્પિઅન સમુદ્ર વચ્ચે રહે છે. અફ્ઘાનિસ્તાનની સરહદ પરના **કુશ્ક** શહેર સુધી રશિઅન રેલવે છે અને ત્યાંથી અફ્ઘાનિસ્તાનનું શહેર હેરાત ૬૦ માઇલ છેટે છે.

**પાક**—અનાજ, મેવો, રૂ, તમાકુ છે. ત્યાંના લોકો ઘોડા, ઢોર, મેંઢાં અને ઉંટને ઉછેરી મોટાં કરે છે.

## ૩. કોકેશિઆ.

કોકેશિઆ પ્રાંત એશિઆઇ રશિઆની છેક પશ્ચિમે કાસ્પિઅન અને કાળા સમુદ્ર વચ્ચે છે અને તે મુંબઇ ઇલાકા જેવડો છે.

**શહેરોઃ—તિફલિસ** રાજધાનીનું મોટામાં મોટું શહેર કોકેસસની દક્ષિણે છે. તેની આજુ બાજુ ગંધક મિશ્રિત પાણીના ઘણા ઝરા છે. **બાકુ** કાસ્પિઅન સમુદ્ર પર કેરોસીન વેપારનું મથક છે. અને તેની પાસે ૭૦૦ કેરોસીનના કુવા છે. **બાટુમ** કાળા સમુદ્ર પર મોટું બંદર છે. કેરોસીન તેલ બાકુથી આ બંદરે આવે છે અને ત્યાંથી હિંદુસ્તાન અને દુનિયાના બીજા ભાગોમાં મોકલવામાં આવે છે.

**પહાડ:—કોકેસસ** પર્વત મધ્યમાં આવેલો છે અને આ પ્રાંતનું નામ તે પરથી કોકેશિઆ પડયું છે.

**લોકો:**—આ નાના મુલકમાં દોઢસો જુદી જુદી જાતના લોકો વસે છે અને તેઓ જુદી જુદી ૭૦ ભાષા બોલે છે.

**ખનીજ**—કોકેસસ પર્વત પર મોટું જંગલ છે. તેમાંથી કેરોસીન નીકળે છે. સોનું, તાંબું, કોયલા અને મીઠું પણ નીકળે છે.

**પાક:**—આ પ્રાંતનો દક્ષિણનો ભાગ ફળદ્રુપ છે અને તેમાં ડાંગર, ઘઉં, મકાઇ દ્રાક્ષ અને મેવો થાય છે.

## (૭) જાપાન. ( કોરિઆ સહિત )

જાપાન નામનો દેશ ચાર મોટા ટાપુ અને ઘણા નાના ટાપુનો બનેલો છે તે ચીનના ઇશાન ખુણામાં પાસિફિક મહાસાગરમાં આવેલો છે. આ દેશ જે ચાર મોટા ટાપુઓનો બનેલો છે તેના નામઃ—**યેસો, નિપ્પોન, શિકોક, અને કિયુશિયુ** છે. આ ઉપરાંત ઉત્તરમાં **કયુરાઈલ** ટાપુ અને દક્ષિણમાં **લુચુ** ને **ફોર્મોસા** પણ જાપાનને તાબે છે.

**શહેરો:—ટોકિઓ** નિપ્પોનના પૂર્વ કિનારા પર ટોકિઓના અખાત પર રાજધાનીનું શહેર છે. એનું જુનું નામ **યેડો** છે. ત્યાં પુષ્કળ કારખાના છે. **યોકોહામા** ( ૩૯૪૦૦૦ ) ટોકિઓનું બંદર છે. **ઓસાક** ( ૧૨૨૬૦૦૦ ) શહેરમાં જ્યાં ત્યાં રસ્તાઓને બદલે નહેરો આવેલી છે અને જવા

આવવાને પૂલો બાંધેલા છે. આ બંદર ચા અને ચોખાના વેપારને માટે પ્રખ્યાત છે. **किओटो** (૪૪૨૦૦૦) પ્રથમ રાજધાનીનું નગર હતું. એ શહેર હજુ માટીનાં ચીનાઇ વાસણ, કાંસાના કામ અને ભરત કામને માટે પ્રખ્યાત છે. **नागासाकि**-કિયુશિયુની પશ્ચિમે મોટું બંદર છે. પરદેશીઓને પહેલાં આ બંદરેજ વેપાર કરવાનો ફક્ત હક મળ્યો હતો.

**જ્વાળામુખી પર્વતઃ—फ्युजी** (૧૨૪૮૦ ફુટ) ટોકિઓની નૈઋત્યમાં છે અને તે પવિત્ર ગણાય છે.

જાપાનની વસ્તી ૫ કરોડ ૨૨ લાખ એટલે મુંબઇ ઇલાકાથી દોઢી છે. એ લોકો મંગોલિઅન વર્ગના છે, અને વિદ્યામાં આગળ પડતા થયા છે, જાપાનના લોકો દેશે દેશ જઈ ત્યાંના વિદ્યા, હુન્નર શીખી પોતાના દેશમાં દાખલ કર્યા છે. જાપાનના લોકો સભ્ય અને ખલ્લા દીલના છે અને જે સારી ચીજ હોય તે ગ્રહણ કરે છે. આ દેશનો મુખ્ય વેપાર હિંદુસ્તાન, ગ્રેટ બ્રિટન અને યુનાઇટેડ સ્ટેટસ જોડે છે. ચીનની માફક અહીં પણ અમુક નિર્માણ કરેલાં બંદરોમાંજ પરદેશીઓને વેપાર કરવાની છુટ છે. વેપારની સગવડ માટે ૪૦૦૦ માઇલ રેલવે બાંધી છે. પરદેશ જોડે વેપાર કરવાને ઘણાં બંદરો છે. સ્કૂલો અને કોલેજો સ્થાપી છે. તેઓ બૌદ્ધધર્મી છે.

જાપાનનો શહેનશાહ **મિકાડો** કહેવાય છે. ઇ. સ. ૧૮૮૯ માં શહેનશાહે નવું રાજ્ય બંધારણ લોકોને બક્ષ્યું ત્યાં સુધી એ રાજ્ય રાજસત્તાક હતું. શહેનશાહને મદદ કરવાને બે સભા છે, અને તે બેની મંજુરી વિના કોઇ ખરડો કાયદો થઇ શકતો નથી. શહેનશાહે લશ્કર અને નૌકાસૈન્ય બન્ને યુરોપીઅન ઢબ મુજબ રાખ્યું છે.

**ખનીજઃ**-તાંબાની, લોઢાની, ગંધકની અને કોયલાની ખાણો છે.

**પેદાશઃ**—ચોખા, જવ, ઘઉં અને શેરડી છે. અને તમાકુ, કપાસ અને ગળી પણ ઉત્પન્ન થાય છે. અહીં ચાનો એટલો બધો પાક છે કે વાડો પણ ચાની કરવામાં આવે છે. ચીનની માફક શેતુરના બગીચા ત્યાં પુષ્કળ છે, અને તેથી રેશમ ઘણું ઉત્પન્ન થાય છે. કપુર, લાખ, ગુંદર અને પીપરનાં કીંમતી ઝાડો ત્યાં છે. ફોર્મોસા બેટમાં કપુરનાં ઝાડ પુષ્કળ છે. જાપાનમાં કાગળ, દીવાસળી, અને રેશમી તથા સુતરાઉ કાપડનાં કામનાં, મોટાં કારખાનાં છે. આ દેશનાં માટીનાં વાસણ, લાખનું કામ અને કાંસાનું કામ વખણાય છે. હાથીદાંત અને ધાતુઓના મીનાકામમાં બહુ લોકોની માફક જાપાની લોક ઘણા ચતુર છે.

નિકાસઃ—તાંબું, કોયલા રેશમ, ચા, દીવાસળી, કપુર, માટીનાં અને લાખનાં રંગેલાં વાસણો છે.

આયાતઃ—રૂ, ડાંગર, ખાંડ, સુતર, ઉનનું સુતર, કાપડ, કેરોસીન, લોખંડનો સામાન અને સાંચાકામ છે.

## કોરિઆ.

કોરિઆ એ પીળા સમુદ્ર અને જાપાની સમુદ્ર વચ્ચે આવેલો પહાડી દ્વીપકલ્પ છે. અને ઇ. સ. ૧૯૧૦ માં કોરિઆ જાપાનના રાજ્યમાં તેના એક ભાગ તરીકે જોડાઇ ગયું છે.

શહેરઃ—સેઓલ (૨૭૮૦૦૦) રાજધાનીનું નગર છે.

લોકોઃ—કોરિઆના લોકો મંગોલિઅન જાતના છે. અને તેઓ ચીનાઇ અને જાપાનીસને મળતી ભાષા બોલે છે. તેઓનો મુખ્ય ધર્મ બૌદ્ધ છે.

## (૮) ચીનનું રાજ્ય.

હિંદુસ્તાનની પૂર્વમાં ચીનનું મોટું રાજ્ય આવેલું છે. એ રાજ્ય એકલાએ એશિઆ ખંડની ⅙ ભૂમિ રોકી છે.

અને પૃથ્વી પર વધારેમાં વધારે વસ્તીવાળું રાજ્ય આ છે. એના મુખ્ય પાંચ ભાગ છે. ૧ શુદ્ધચીન, ૨ માંચુરિઆ, ૩ મોંગોલિઆ, ૪ પુર્વ તુર્કસ્તાન અને ૫ ટિબેટ.

## ૧. શુદ્ધ ચીન.

આખા રાજ્યમાં સૌથી સારો મુલક શુદ્ધ ચીન છે. તેમાં આખા રાજ્યની ૮૫ ટકા વસ્તી રહે છે. એટલે વસ્તી ૩૯ કરોડની છે. આ ભાગ લગભગ હિંદુસ્તાન જેવડો છે પણ વસ્તી હિંદુસ્તાન કરતાં સવાગણી છે. એ જમીન ઘણી ફળદ્રુપ છે. તેમજ આ ભાગમાંથી પુષ્કળ ખનીજો નીકળે છે.

શહેરો:—પેકિંગ રાજ્યધાનીનું નગર પેચીલીના અખાત પર છે. શહેરના મંચુ અને ચિનાઈ એવા બે ભાગ છે તેમાંના મંચુ ભાગમાં શહેનશાહનો મહેલ છે.

બંદરો:—ટિએન્ટસિન (૯ લાખ) પેકિંગની દક્ષિણે બંદર છે. શાંઘાઈ (૬૫૧૦૦૦) યાંગસેક્યાંગ નદીપર છે. કન્ટોન (૧૦ લાખ) દક્ષિણમાં સિકયાંગ નદી પર છે. આ શહેરમાં રેશમી કાપડ, ચીનાઈ વાસણ, કાગળ, કાચ, લાખનું કામ, હાથીદાંતનું કામ અને ધાતુનું કામ સારૂં બને છે. ફુચૌ (૬૨૪૦૦૦) ફોર્મોસા બેટના સામા કિનારા પર છે. ઉપરના ચાર બંદરોમાં પરદેશી પ્રજાઓને વેપાર કરવાનો હક છે.

નદીઓ:—આ દેશમાં ચાર મોટી નદીઓ છે તે ચીનાઈ સમુદ્રમાં પડે છે. પૈહો પર પેકિંગ શહેર આવેલું છે. હોઆંગહો કુવેનલુન પર્વતમાંથી નીકળી પેચીલીના અખાતમાં પડે છે. યાંગસેક્યાંગ ચીનની સર્વ નદીઓમાં મોટી છે. સિક્યાંગ એના મુખ આગળ કન્ટોન નદી નામે ઓળખાય છે.

પરદેશી સંસ્થાનો—મકાઓ દક્ષિણ કિનારાપર છે, અને તે ઇ. સ. ૧૫૮૦ થી પોર્તુગીઝ લોકોના તાબામાં છે. હોંગકોંગ બેટ કંન્ટોન નદીના મુખ આગળ આવેલો છે.

અને તે ઇ. સ. ૧૮૪૨ થી અંગ્રેજ સરકારના તાબામાં છે. **વિક્ટોરિઆ** એ એનું મુખ્ય શહેર અને મોટું બંદર છે. એ લશ્કરનું અને નૌકાસૈન્યનું સ્થાન છે. એનો મુખ્ય વેપાર અફીણ, ખાંડ, લોટ, તેલ, અંબર, રૂ, હાથીદાંત, રેશમ, ચોખા અને ચાનો છે. **કીઓશુ** જર્મનિને અને **વેહાઇવે** ઇંગ્લાંડને તાબે છે. આ બંને કિનારા પર છે.

ટાપુઓઃ—**હૈનાન** ટાપુ ચીનને તાબે છે. **હોંગકોંગ** બેટ ઇંગ્લાંડને તાબે છે. **ફાર્મોસા** અને **લુચુ** ટાપુઓ જાપાનને તાબે છે.

**લિવોતુંગના** અખાતથી (ઉત્તરમાં) તે યાંગસેકયાંગ નદી સુધીનો એનો મોટો ભાગ સપાટ ફળદ્રુપ મેદાન છે. આ ભાગમાં પીળી માટી પુષ્કળ થાય છે; અને જેમ હિંદુસ્તાનના દક્ષિણ ભાગની ફળદ્રુપતા કાળી માટી પર આધાર રાખે છે, તેમ ચીનની ફળદ્રુપતાનો આધાર આ પીળી માટી છે. પીળી માટી પરથી હોઆંગહો (પીળી નદી), હોઆંગહાઇ (પીળો સમુદ્ર) અને હોઆંગટી (પીળો શહેનશાહ) એવાં નામ પાડેલાં છે. આ મુલકમાં દરેક ચીજ પીળી છે. ડુંગરો, ખેતરો, રસ્તાઓ, ઘરો, ઝરાઓ અને નદીઓ પીળાં છે. વનસ્પતિ પણ પિળાશ પર જોવામાં આવે છે, અને લોકોનો રંગ પણ પીળો છે.

શુદ્ધ ચીન ઠંડો દેશ છે. વાંસ, શેતુર અને બીજા મેવાના ઝાડો થાય છે. કપુર, ગુંદરનાં ઝાડો અને વૈદકના કામમાં આવે એવાં ઝાડો પુષ્કળ છે. ઉત્તરમાં ઘઉં, જવ, મકાઇ અને જુવાર; દક્ષિણમાં રૂ અને ડાંગર; અને પશ્ચિમમાં અફીણ, ચા અને શેરડી થાય છે. શેતુરનાં ઝાડો દરેક જગ્યાએ થાય છે. અને તેથી રેશમ બધે ઉત્પન્ન થાય છે. યુરોપ ખંડમાં જેટલા કોલસા જમીનમાં છે તેથી વીશ ગણા કોલસા અહીંની જમીનમાં છે. લોખંડ અને તાંબું જમી-

નમાંથી નીકળે છે. આ દેશમાં એક જાતની માટી નીકળે છે. તેને ચીનાઇ માટી કહે છે અને તેનાં ચીની ચલાણું, રકાબી વગેરે પુષ્કળ વાસણો બને છે.

આ રાજ્ય રાજા સતાક હતું પણ હાલ તે પ્રજા સત્તાક છે. અને રાજાને શહેનશાહ કહે છે. સરકારી અધિકારીઓ માન્ડેરિન કહેવાય છે. અને પરિક્ષામાં પાસ થયા પછી તેમને મોટા ઓધ્ધા આપવામાં આવે છે.

લોકો માંગોલિઅન વર્ગના છે અને બૌદ્ધ ધર્મ માને છે. અને મુસલમાન ધર્મ પાળનાર લોકો પણ છે. બંદુકના દારૂની બનાવટની, છાપવાની કળાની તથા હોકાયંત્રની શોધ તેમણે કરી હોય એવું કહેવાય છે. રેશમી કાપડ, ચીનાઇ માટીનાં વાસણ, ભરતકામ, અને લાખનાં રમકડાં બનાવવામાં ચીના લોકો કુશળ છે. હાલ શાંગહાઇ વગેરે કેટલીક જગાએ સુતરાઉ કાપડ વણવાની મિલો કાઢવામાં આવી છે.

આ દેશના ૨૯ બંદરોમાં પરદેશીઓને વેપાર કરવાની છૂટ આપવામાં આવી છે. ચીનની ઉત્તરે ૧૫૦૦ માઇલ લાંબી, ૩૦ ફુટ ઉંચી અને ૭ ઘોડા સાથે દોડયા જાય એવી પહોળી ભીંત છે.

**નિકાશઃ**—ચા, રેશમ, ખાંડ અને ચીનાઇ વાસણ છે.

**આયાતઃ**—અફીણ, સુતરાઉ અને ગરમ કાપડ, ધાતુ, કેરોસીન અને ચોખા છે.

## ૨. મંચુરિઆ.

આ દેશ આમુર નદી અને કોરિઆના દ્વીપકલ્પ વચ્ચે આવેલો છે આ દેશનો કેટલોક ભાગ જાપાનને તાબે છે. અહીં ઠંડી વધારે પડે છે.

**શહેરઃ—મકડેન** (૧૫૮૦૦૦) રાજધાની સાગના વેપારને માટે પ્રખ્યાત છે. **પોર્ટ આર્થર** રશિઆના તાબાનું બંદર જાપાને ઇ. સ. ૧૯૦૫ માં જીતી લીધું હતું.

## ૩. મોંગોલિઆ.

મોંગોલિઆ મંચુરિઆની પશ્ચિમે રણવાળો પ્રદેશ છે. આ પ્રદેશ રણ અને ઘાસનો છે તેથી લોકો પોતાનાં ઢોર લઇ ફર્યા કરે છે. અને તેઓ ઘેટાં, ઊંટ અને ઘોડાઓ ઉછેરે છે.

**શહેરઃ—ઉર્ગા** મુખ્ય શહેર છે. તેમાં ચીનનો ગવર્નર રહે છે. ઉર્ગા આગળ થઇને પેકિનથી સૈબીરિઆ જવાનો રસ્તો છે. **કૈઆખ્તા** ચીનની સરહદ પર છે. અને તે રસ્તા-પર છેલ્લું આવે છે.

**રણઃ—ગોબીનું** રણ ચીનથી સૈબીરિઆ જનારા કાફ-લાને આ મોટા રણમાં થઇને જવું પડે છે.

## ૪. પૂર્વ તુર્કસ્તાન અથવા ચિનાઈ તુર્કસ્તાન.

આ દેશ થ્યાનશાન અને કયુન્લોનલુન પર્વતની વચ્ચે આવેલો છે. ત્યાં શિઆળામાં ઘણી ઠંડી અને ઉનાળામાં ઘણી ગરમી પડે છે.

**શહેરઃ—यारकंड** મોટું શહેર છે. ત્યાંથી વેપારીઓ કારાકોરમ ઘાટને રસ્તે કાશ્મીરમાં આવે છે. **काशगर** ( ૫૦ હજાર ) મુખ્ય શહેર અને વેપારનું સ્થળ છે.

## ૫. ટિબેટ.

આ પ્રદેશ હિમાલય અને કયુએનલુન પર્વતની વચ્ચે આવેલો છે. પૃથ્વી પર ઉંચામાં ઉંચો ઉચ્ચ પ્રદેશ છે.

**શહેરઃ—लासा** ( ૩૦ હજાર ) રાજધાની છે. બૌદ્ધ ધર્મનો ધર્મગુરૂ લામા અહીં રહે છે.

**સરોવરઃ—टैंग्रिनोर, मान** એ બે મોટાં સરોવરો છે.

હિંદુસ્તાનની બધી મોટી નદીનાં મૂળ ટિબેટમાં છે. ટિબેટના લોકો મોંગોલિઅન વર્ગના છે. તેઓ બૌદ્ધધર્મ માને છે. ટિબેટ જોડેનો બંગાળાનો વેપાર સિકિમને રસ્તે

છે અને પંજાબ અને સંયુક્ત પ્રાંતો તેની જોડે બારોબાર વેપાર કરે છે.

**નિકાસ:**—ઊન, ટંકણખાર, મીઠું, ઢોર અને કસ્તુરી હિંદુસ્તાનમાંથી આવે છે.

**આયાત:**—સુતરાઉ અને ગરમ કાપડ, પરવાળાં અને અનાજ છે.

## (૯) હિંદી ચીન.

હિંદીચીન બંગાળાના અખાત અને ચીનાઇ સમુદ્રની વચ્ચે આવેલો છે. એશિઆ ખંડના અગ્નિ ખુણા તરફ એક મોટો **દ્વીપકલ્પ** છે. બંગાળાના અખાત પર આવેલા બ્રહ્મદેશનું વર્ણન આગળ આપી ગયા છીએ. એ ઉપરાંત જે બીજા દેશો આવેલા છે તેનાં નામ નીચે પ્રમાણે છે:— બ્રહ્મદેશની પૂર્વે **(૧) સિઆમનું** રાજ્ય ચીનાઈ સમુદ્રના કીનારાપર છે. (૨) **ફ્રેંચ હિંદી ચીન** (ફ્રેંચ કોચીન ચીન, કંબોજ, અનામ અને ટોનકીન) અને દક્ષિણે (૩) **મલાયા દ્વીપકલ્પ** છે.

### ૧. સિઆમ.

સિઆમનું રાજ્ય બ્રહ્મદેશ અને અનામ વચ્ચે આવેલું છે. મલાયા દ્વીપકલ્પના અડધા ઉત્તરના ભાગમાં જે નાનાં રાજ્યો આવેલાં છે તે સિઆમના રાજાને તાબે છે. આ રાજ્ય રાજા સત્તાક છે.

**શહેર:**—**બાંગકૉક** રાજધાની મેનામ નદીના મુખ પર છે.

**પેદાશ:**—સિઆમ ફળદ્રુપ દેશ છે, તેમાં ચોખા અને સાગ મુખ્ય પેદાશ છે. મરી, રૂ, તમાકુ, શેરડી અને લુંદથાયછે.

**નિકાસ**—સાગ કલઇ અને ચોખા પુષ્કળ પરદેશ ચડે છે.

**આયાત**—કાપડ, સોનું, રૂપું, અફીણ અને કેરોસીન છે.

### ૨. ફ્રેંચ હિંદી ચીન.

ફ્રેંચ હિંદી ચીન–ચિનાઈ સમુદ્રપર આવેલો છે. તેમાં

**कोचीनचीन** એ ફ્રેંચ લોકોનું સંસ્થાન છે. અને **कंबोज**, **अनाम** અને **टौंनकीन** તાબાનાં રાજ્યો છે.

**શહેરોઃ—सेगोन** કોચીન ચીનની રાજધાની છે. **नोमपेन** કંબોજની રાજધાની છે. **युए** અનામની રાજધાની દરીઆ કિનારે છે. **हनोइ** ટોંનકીનના રાજ્યની રાજધાની છે. આ દેશનો ફ્રેંચ ગવર્નર જનરલ અહીં રહે છે.

**નદીઃ—मेकोंग** ટિબેટમાંથી નીકળી બ્રહ્મદેશ, સિઆમ, કંબોજ અને કોચીન ચીનમાં થઇ ચિનાઇ સમુદ્રમાં પડે છે.

**ખનીજ**--કોયલા એ ટોંનકીનમાંથી નીકળે છે. આ ઉપરાંત તાંબું અને લોખંડ પણ નીકળે છે.

**પેદાશ**—ચોખા, રેશમ, રૂ, ખાંડ, અફીણ, ચા, તેલી બીઆં, તમાકુ, મરી, તજ અને માછલાં છે.

**નિકાસ**—ચોખા, રેશમ, અને માછલાં છે.

કંબોજ રેવંચીના શીરા માટે પ્રખ્યાત છે અને તેના નામ પરથી અંગ્રેજીમાં રેવંચીના શીરાનું નામ ગેમ્બોજ પડયું છે, કંબોજના લોકો આર્યકુળના છે.

## ૩. મલાયા દ્વીપકલ્પ.

આ દ્વીપકલ્પ બ્રહ્મદેશની દક્ષિણે આવેલો છે. તેમાં ઉત્તરમાં સિઆમના રાજાના તાબાનાં રાજ્યો છે. અને દક્ષિણમાં **સ્ટ્રેટ સેટલમેંટ** (સામુદ્રધુની પરનાં સંસ્થાનો) અને તેના તાબાનાં રાજ્યો છે, **સિંગાપોર, પિનાંગ, મલાકા** અને **વેલેસ્લી** એ સ્ટ્રેટ સેટલમેંટ નામે ઓળખાયછે.

**સિંગાપોર**—સ્ટ્રેટ સેટલમેંટની રાજધાની સિંગાપોર ટાપુના અગ્નિ ખુણામાં એ મોટું બંદર અને નૌકાસૈન્યનું સ્થાનછે.

**પિનાંગઃ**—ટાપુ છેક ઉત્તરનું સંસ્થાન છે. એનું મુખ્ય શહેર **ज्योर्ज टाउन** છે. **વેલેસ્લી** પિનાંગના સામા કિનારા પર એ નામનો પ્રાંત છે.

**મલાકા**--આ બધા સંસ્થાનોમાં મોટું છે. આ બાજુ-

એ યુરોપિઅન પ્રજાનું એ પહેલું સંસ્થાન હતું.

**સામુદ્રધુની—મલાકા** ચિનાઈ સમુદ્ર અને બંગાળા ઉપસાગરની વચ્ચે છે.

**ભૂશિર—કેપ રોમાનીઆ** છેક દક્ષિણનું બિંદુ છે.

**નિકાસ**—કલાઇ, તેજાના, ગુંદર, ચોખા, રૂ અને કપાસીઆ છે. મરી, બુંદ, સેગો, ચોખા, ખાંડ, કલાઇ અને રબર છે.

**આયાત**--સુતરાઉ કાપડ, અફીણ, તમાકુ અને માછલાં છે.

સાગ, ગુંદરનાં ઝાડો, રબર, ગટાપર્ચા, વાંસ, રૂ, ગળી, તમાકુ થાય છે, અને તેમાં ઉરાંગઉટાંગ નામનાં વાંદરાં જોવામાં આવે છે. મુખ્ય પાક ડાંગરનો છે, તે બહાર ગામ મોકલવામાં આવે છે. મધ્ય ભાગમાંથી કીંમતી ખનીજો અને મલાયામાંથી કલાઇ નીકળે છે. લોકો મોંગોલિઅન જાતના છે અને બૌદ્ધ ધર્મ માને છે. સિઆમના અને અનામના લોકો સોનારૂપાના કોતર કામ અને મીનો પુરવાના કામમાં ઘણાં ચતુર ગણાય છે.

---

# યુરોપ ખંડ.

---

## સામાન્ય વર્ણન.

જુની દુનિયાના ત્રણ ખંડોમાંનો સૌથી નાનો આ ખંડ એશિઆની પશ્ચિમે આવેલો છે. વિદ્યા અને વેપારમાં એ ઘણો આગળ પડતો ખંડ છે. આ ખંડ પૃથ્વીના મધ્ય ભાગમાં આવેલો છે એટલે બીજા ખંડો સાથે એને વેપાર કરવો સુગમ પડે છે.

**સીમા**--આ ખંડની ઉત્તરે **ઉત્તર મહાસાગર;**

પશ્ચિમે આટલાંટિક મહાસાગર; દક્ષિણે ભૂમધ્ય સમુદ્ર; અને કાળો સમુદ્ર; અને પૂર્વે યુરલ પર્વત, યુરલ નદી અને કાસ્પિયન સમુદ્ર છે.

વિસ્તાર—આ ખંડની લંબાઈ પોર્ટુગાલના સેંટવિન્સેન્ટ ભૂશિરથી રશિઅન સરહદ સુધી ૩૬૦૦ માઇલ અને પહોળાઇ નોર્ડકીન ભૂશિરથી તે માટાપાન ભૂશિર સુધી ૨૪૦૦ માઇલ છે.

| દેશો. | રાજધાની. | શાહેરની વસ્તી. |
|---|---|---|
| (૧) ઇંગ્લાંડ અને વેલ્સ | લંડન | ૪૫૨૧,૦૦૦ |
| (૨) સ્કૉટલાંડ ... | એડિન્બરો | ૩,૨૦,૦૦૦ |
| (૩) આયર્લાંડ ... | ડબ્લીન | ૪,૦૩,૦૦૦ |
| (૪) પોર્ટુગાલ. ... | લિસ્બોન ... | ૩,૫૬,૦૦૦ |
| (૫) સ્પેન... ... | માડ્રિડ ... | ૫,૭૧,૦૦૦ |
| (૬) ફ્રાન્સ... ... | પારિસ ... | ૨૯,૦૦,૦૦૦ |
| (૭) બેલ્જીઅમ | બ્રસેલ્સ ... | ૫,૭૧,૦૦૦ |
| (૮) હોલાંડ (નેધરલાંડ) | હેગ ... | ૨,૦૬,૦૦૦ |
| (૯) ડેન્માર્ક ... | કોપનહેગન | ૪,૦૮,૦૦૦ |
| (૧૦) જર્મનિનું રાજ્ય | બર્લિન ... | ૧૮,૮૪,૦૦૦ |
| (૧૧) સ્વિત્ઝર્લાંડ... | બર્ન ... | ૬૪,૦૦૦ |
| (૧૨) ઇટાલિ ... | રોમ. ... | ૫,૪૨,૦૦૦ |
| (૧૩) આસ્ટ્રિઆ–હુંગરિ. | વિએના. ... | ૨૦,૦૦,૦૦૦ |
| (૧૪) બાલકન દ્વીપકલ્પ | કોન્સ્ટાન્ટિનોપલ | ૧૨,૦૦,૦૦૦ |
| (૧૫) રશિઆ ... | સેંટપીટર્સબર્ગ | ૨૦,૦૦,૦૦૦ |
| (૧૬) સ્કેન્ડિનેવિઅનદ્વીપ | સ્ટોકહોમ | ૩૦,૪૬,૦૦૦ |

કુદરતી રચના:—આ ખંડમાં એકે રણ નથી. પીરિનીઝ પર્વતથી ઉત્તર તરફના કિનારા પરના દેશો અને યુરોપી રશિઆ એ બધો મુલક યુરોપખંડનું મોટું મેદાન છે. ફક્ત

મધ્ય અને પૂર્વ રશિઆનો કંઇક ભાગ બાદ કરતાં બાકીના આ મેદાનમાં ૬૦૦ ફુટથી વધારે ઉંચો ડુંગર કે પ્રદેશ નથી. આ મેદાનની દક્ષિણનો ભાગ એટલે ગ્રીસ, તુર્કસ્તાન, ઈટાલિ, સ્વિટ્ઝર્લૅાંડ, ફ્રાન્સનો દક્ષિણ ભાગ વગેરે પહાડી મુલક અને થોડા વધતા ઉંચા દેશો છે. ઉત્તરમાં સ્કૅન્ડિનેવિઆ દ્વીપકલ્પ અને ગ્રેટ બ્રિટનનો થોડો ભાગ, અને દક્ષિણમાંના ત્રણ દ્વીપકલ્પો ( આઇબીરિઅન દ્વીપકલ્પ,-ઇટાલિ અને બાલ્કન દ્વીપકલ્પ) એ મુખ્ય ઉંચ્ચ પ્રદેશો છે. આ ખંડના ઉત્તર તથા દક્ષિણ ભાગમાં મોટા દ્વીપકલ્પો આવેલા છે તેને લીધે સમુદ્રના લાંબા ફાંટાઓ ખંડના મધ્ય ભાગ સુધી પહોંચેલા છે. આથી કરીને બીજા ખંડો કરતાં અને મહા સાગરનો લાભ વધારે મળી શકે છે, એશિઆ ખંડના આવા દ્વીપકલ્પો ન હોવાથી એના મધ્ય ભાગને સમુદ્રનો કંઇ પણ લાભ મળતો નથી.

**પર્વતોઃ—आल्प्स** પહાડી પ્રદેશનું મધ્ય બિંદુ છે અને આ સૌથી ઉંચો પર્વત ઇટાલિની ઉત્તરે આવેલો છે. એનાં ઘણાં શિખર પર હીમ પડેલું રહે છે. એની અંદર સૌથી ઉંચું શિખર **माउन्ट ब्लें** (૧૬૦૦૦ ફુટ) ફ્રાન્સની સરહદ પર આવેલું છે. એનો એક ફાંટો **पपीनाइन** પર્વત છે.જે ઇટાલિની અંદર આવેલો છે. **कार्पेथिअन** પર્વત આલ્પ્સના ઇશાન છેડા પરથી શરૂ થાય છે, અને તે હંગરિની અર્ધ. વર્તુળમાં આવેલા છે. **बाल्कन** પર્વત કાર્પેથિઅનના પૂર્વ છેડા પરથી શરૂ થઈ કાળા સમુદ્ર સુધી પહોંચેલી છે. આલ્પ્સના પશ્ચિમ છેડા પરથી એક પર્વતની હાર ફ્રાન્સની દક્ષિણમાં આવેલી છે તે **पीरोनीझ** પર્વત સ્પેનને ફ્રાન્સથી જુદો પાડે છે. **युरल** પર્વત એશિઆ અને યુરોપી રશિઆ વચ્ચે છે.

**જ્વાળામુખી પર્વતો**—ભૂમધ્ય સમુદ્ર તરફ જ્વાળામુખી પર્વતો ઘણા છે, તેમાં **वीसुवियस** નેપલ્સ પાસે અને

**પટના** સિસિલીમાં મુખ્ય છે, આટલાંટિક મહાસાગરમાં આઇસલાંડના ટાપુમાં **હેકલા** નામે એક જ્વાળામુખી પર્વત છે.

**સરોવર**:–સૌથી મોટું **લાડોગા** અને **ઓનેગા** રશિઆના પશ્ચિમ ભાગમાં આવેલાં છે. અને બંનેનું પાણી નીવા નદી મારફત બાલ્ટિકમાં પડે છે. **વેનર** અને **વેટર** એ બે મોટાં સરોવર સ્વીડનમાં આવેલાં છે. આલ્પસ પર્વતમાં આવેલાં **જીનીવા** અને **કોન્સ્ટન્સ** એ બે સરોવરો ઘણાં રમણીય છે.

## નદીઓ અને તે ઉપરનાં શહેરો.

### ઉત્તર મહા સાગરને મળનારી.

**પેટચોરા** યુરલમાંથીનીકળેછે.
**ડ્વીના** રશિઆની ઉત્તરેથી નીકળે છે.

### બાલ્ટિક સમુદ્રને મળનારી

**નીવા** ફિનલાંડના અખાતમાં પડે છે.
**ડ્યુના** વોલ્ગા નદી પાસેથી નીકળી રૈગા અખાતને મળેછે.
**વિસ્ટ્યુલા**ઉપરડાનઝીગછે.
**ઓડર** ઉપર **બ્રેસલો**, **સ્ટેટિન** છે.

### ઉત્તર સમુદ્રને મળનારી

**ટેમ્સ** ઉપર **લંડન** છે.
**એલ્બ** ઉપર **ડ્રેસ્ડન** હા **મ્બર્ગ** છે.
**મ્પી** ઉપર **બર્ન** છે.
**-હાઇન** આલ્પ્સમાંથી નીકળેછે. તે ઉપર **કોલોન**, **સ્ટ્રાસબર્ગ** છે.

### ઇંગ્લિશ ચેનલને મળનારી

**સેન** ઉપર **પારિસ** છે.

### બિસ્કેના અખાતને મળનારી.

**લુઓર**,

### આટલાંટિક મહાસાગરને મળનારી.

**ડુરો**, **ટેગસ**

### ભૂમધ્ય સમુદ્રને મળનારી.

**ઇબ્રો** સ્પેનમાં છે.
**-હોન** ફ્રાન્સમાં છે.

### કાળા સમુદ્રને મળનારી.

**દાન્યુબ** પૂર્વમાં જર્મનિના દક્ષિણ ભાગ, આસ્ટ્રિઆ, હંગરી અને રૂમાનિઆમાં થઇને જાય છે તેના ઉપર **બુડાપેસ્ટ** મોટું શહેર છે.
**નીપર**નું મૂળ વોલ્ગા પાસે છે.
**ડોન** મધ્ય રશિયામાંથી નીકળી આઝોવના સમુદ્રને મળેછે.

### કાસ્પિઅન સમુદ્રને મળનારી.

**વોલ્ગા** રશિઆના વાલ્ડાઇ ડુંગરમાંથી નીકળે છે.
**યુરલ** યુરલ પર્વતમાંથી નીકળે છે.

**દ્વીપકલ્પ:—આઇબીરિયન** દ્વીપકલ્પમાં સ્પેન અને પોર્ટુગાલ દેશો **છે. ઇટાલિ** દ્વીપકલ્પ, **બાલ્કન** દ્વીપકલ્પમાં રૂમાનિઆ, સર્વિઆ, મોંટીનીગ્રો, તુર્કસ્તાન અને ગ્રીસ છે. **ક્રીમિઆ** રશિયાની દક્ષિણે છે.

**ભૂશિરો:—ઉત્તર કેપ** નોર્વેની ઉત્તરે એક ટાપુ પર છે, અને ખંડની છેક ઉત્તરમાં **નોર્ડકીન** છે. છેક પશ્ચિમમાં **કેપ રોકા** છે. અને **સેંટ વીન્સેન્ટ** પોર્તુગાલમાં અને છેક દક્ષિણમાં **કેપ ટારિફ** સ્પેનમાં છે. **કેપ માટાપાન** ગ્રીસની દક્ષિણે છે.

**સમુદ્ર:—શ્વેત સમુદ્ર** ઉત્તર કિનારે ઉત્તર મહાસાગરનો ફાંટો છે. **બાલ્ટિક સમુદ્ર, ઉત્તર સમુદ્ર** (જર્મન), **ઇંગ્લિશ ચેનલ અને આઇરિશ સમુદ્ર,** પશ્ચિમ કિનારે આવેલાં છે, તેમાં **આઇરિશ સમુદ્ર** આટલાંટિક મહાસાગરમાં આયર્લાન્ડ અને ગ્રેટ બ્રિટન ટાપુઓ વચ્ચે છે. **ભૂમધ્ય સમુદ્ર** દક્ષિણ કિનારે આવેલો છે. અને યુરોપખંડને આફ્રિકાથી જુદો પાડે છે. **આડ્રિઆટિક સમુદ્ર,** દક્ષિણ કિનારે ઇટાલિની અને તુર્કસ્તાનની વચ્ચે છે. **ઇજીઅન સમુદ્ર,** ગ્રીસ અને એશિઆઇ તુર્કસ્તાન વચ્ચે છે, એ ભૂમધ્ય સમુદ્રના અંદર ગએલા ફાંટા છે. **મામોરાનો સમુદ્ર,** યુરોપી તુર્કસ્તાન અને એશિઆ માઇનોર વચ્ચે છે. **કાળો સમુદ્ર** રશિઆ અને એશિઆ માઇનોર વચ્ચે, અને **આઝોવનો સમુદ્ર,** રશિઆની દક્ષિણે છે.

**અખાત:—બોથ્નિઆનો** અખાત, **ફિન્લાંડનો** અખાત, **રૈગાનો** અખાત અને **બિસ્કેનો** ઉપસાગર પશ્ચિમ કિનારે આવેલા છે. દક્ષિણ કિનારે ફ્રાન્સની દક્ષિણે **લૈઓન્સનો** અખાત, ઇટાલિની વાયવ્યમાં **જિનોઆનો** અખાત, ઇટાલિના અગ્નિ ખુણામાં **ટારાન્ટોનો** અખાત, એ બધા ભૂમધ્ય સમુદ્રના અંદર ગએલા ફાંટા છે.

**ખાડીઓ:—ઇંગ્લિશ ચાનલ** ઈંગ્લાંડની દક્ષિણે છે. અને **નોર્થ ચાનલ** સ્કૉટલાંડ અને આયર્લાંડ વચ્ચે છે.

**સામુદ્રધુની:—સ્કેગર રેક** અને **કાટેગાટ** ઉત્તર સમુદ્ર અને બાલ્ટિક સમુદ્ર વચ્ચે આવેલ છે. બાલ્ટિક સમુદ્રમાં દાખલ થવાની સામુદ્રધુની **સાઉન્ડ** છે. **ડોવર**ની સામુદ્રધુની ઉત્તર સમુદ્ર અને ઇંગ્લિશ ચાનલને જોડે છે. ભૂમધ્ય સમુદ્રની પશ્ચિમમાં આવેલી **જિબ્રાલ્ટર**ની સામુદ્રધુની આટલાંટિક મહાસાગર અને ભૂમધ્ય સમુદ્રને જોડે છે. **હેલીસ્પોન્ટ**ની સામુદ્રધુની ઇજીઅન સમુદ્ર અને મામોરાના સમુદ્રની વચ્ચે છે. અને **બોસ્પરસ**ની સામુદ્રધુની મામોરાના સમુદ્ર અને કાળા સમુદ્ર વચ્ચે છે.

**ટાપુઓ:—નોવાઝેમ્બ્લા** અને **સ્પિટ્સ્બર્ગન** એ નામના ટાપુઓ ઉત્તર કિનારે આવેલા છે. **ગ્રેટ બ્રિટન, આયર્લાંડ** અને **આઇસ્લાંડ** એ ત્રણ મોટા બેટો પશ્ચિમ કિનારે આટલાંટિક મહાસાગરમાં છે. એમાંનો ગ્રેટ બ્રિટન યુરોપ ખંડમાં સર્વથી મોટો બેટ છે. પશ્ચિમ કિનારે બાલ્ટિક સમુદ્રમાં **ઝીલાંન્ડ ફ્યુનેન, લાલાંડ, બોર્નહોમ, ઓલાંડ** અને **ગોથલાંડ** નામના નાના ટાપુઓ આવેલા છે. દક્ષિણ કિનારે ભૂમધ્ય સમુદ્રમાં **કોર્સિકા, સાર્ડિનીઆ, સિસિલિ, માલ્ટા** અને **કેન્ડિઆ** નામના ટાપુઓ આવેલા છે.

**રાજ્યો:**—આ ખંડમાં ૨૩ સ્વતંત્ર રાજ્યો છે. તેમાં બ્રિટિશ રાજ્ય, ફ્રાન્સ, જર્મનિ, આસ્ટ્રિઆ–હંગરિ, ઇટાલિ અને રશિઆ, મુખ્ય ગણાય છે. કેટલાંક રાજ્યો અમુક દેશોના સમૂહથી બનેલાં છે. બ્રિટિશ રાજ્ય (અંગ્રેજી રાજ્ય) ઈંગ્લાંડ, સ્કોટલાંડ આયર્લાંડ અને વેલ્સથી બનેલું છે. જર્મનિનું રાજ્ય કેટલાંક નાનાં રાજ્યોનું બનેલું છે. આવા દેશોના સમૂહનો એક મોટો રાજા હોય છે. આ બધા રાજ્યોમાં ફ્રાન્સ અને સ્વિટ્ઝર્લાંડ પ્રજાસત્તાક રાજ્યો છે. આ રાજ્યોમાં

કોઇ રાજા હોતો નથી, પણ લોકો એક અધ્યક્ષ ચૂંટી કાઢે છે, અને તે અમુક વખત સુધી રાજ્ય કારભાર ચલાવે છે. તુર્કસ્તાન અને રશિઆ સિવાય બીજાં બધાં રાજ્યો નિયમિત રાજાસત્તાક છે, એટલે તેવા દરેક રાજ્યોમાં રાજા હોય છે, અને તેને મદદ કરવાને (તેની સત્તા નિયમિત રાખવાને) બે સભા હોય છે, અને રાજા દરેક કામ એ સભાની મંજુરીથી કરે છે. પ્રજાસત્તાક રાજ્યમાં પણ અધ્યક્ષને મદદ કરવા બે સભા હોય છે. આ સભાઓ લોકોના પ્રતિનિધિની બનેલી હોય છે, તેથી આ બધા રાજ્યો રાજા પ્રજાસતાક કહેવાય છે. તુર્કસ્તાનનો સુલતાન અને રશિઆનો ઝાર પોતાની મરજી પ્રમાણે રાજ્ય ચલાવે છે, અને નવાં કાયદા બાંધે છે. રશિઆના રાજ્યમાં હાલ લોકોના પ્રતિનિધિની એક સભા છે પણ તેનો અંકુશ ઝાર ઉપર ઘણો નથી.

**ધર્મો:**—લોર્ડ જીસસ ક્રાઇસ્ટે ખ્રિસ્તી ધર્મની સ્થાપના કરી. નવમી સદીમાં આ ધર્મના બે ફાંટા પડયા. એક **રોમન કેથોલિક** અને બીજો ગ્રીક ચર્ચ. ૧૫ મી સદીમાં રોમન કેથોલિક ધર્મમાંથી કેટલાક લોક છુટા પડયાં, અને તેઓએ તે ધર્મના કેટલાંક રીત રિવાજ સામે વાંધો ઉઠાવ્યો. તેથી પ્રોટેસ્ટંટ (વાંધા ઉઠાવનારા) અને તેઓનો ધર્મ **પ્રોટેસ્ટંટ** કહેવાય છે. તેઓ પોપને પોતાનો ધર્મ ગુરૂ ગણતા નથી તેમજ મૂર્તિને માનતા નથી. લોકોના બે ભાગ રોમન કેથોલિક, એક ભાગ પ્રોટેસ્ટંટ ધર્મ અને એક ભાગ ગ્રીક ચર્ચનો ધર્મ પાળે છે. રોમન કેથોલિક ધર્મના ધર્મ ગુરૂને પોપ કહે છે અને તેઓ રોમમાં રહે છે. રૂમાનિક લોકો રોમન કેથોલિક ટયુટોનિક લોકો પ્રોટેસ્ટંટ અને સ્લાવ્‌જાતો ગ્રીક ધર્મના અનુયાયી છે. યુરોપ ખંડના ૯૬ ટકા લોક ખ્રિસ્તી ધર્મ પાળે છે.

**ખનીજો:**—કોયલા, લોખંડ, તાંબું, સીસું અને મીઠું જથાબંધ નીકળે છે. આ ઉપરાંત ગ્રેટ બ્રિટનમાંથી કલાઇ; બેલજીઅમ અને જર્મનિમાંથી જસત; સ્પેન, ઇટાલિ અને આસ્ટ્રિઆ-હુંગરિમાંથી પારો અને ઇટાલિમાંથી ગંધક નીકળે છે. કીમતી ધાતુ અને જવાહીર બહારના દેશોમાંથી અતરે આવે છે. લોખંડ અને કોયલા ગ્રેટ બ્રિટન અને રશિઆમાંથી વધારે નીકળે છે. યુરલ પર્વત અને આસ્ટ્રિ-

આમાંથી સોનું મળી આવે છે.

**ખેતીની પેદાશઃ**–રાય અને જવ ઉત્તરમાં, ઘઉં મધ્યમાં અને મકાઇ દક્ષિણ ભાગમાં છે. ઘઉં, મકાઇ, ડાંગર, શેરડી, તમાકુ, દ્રાક્ષ, નારંગી વગેરે મેવો થાય છે. આયર્લાંડ, ઇટાલિ જર્મનિમાં બટાટા થાય છે અને ગરીબ લોકોનો તે ખોરાક છે. બીટ નામના કંદમાંથી ખાંડ બને છે. એ કંદ મધ્ય ભાગમાં પુષ્કળ ઉગે છે. શણ રશિઆમાં થાય છે. જનાવરની પેદાશમાં ઊન રશિઆ, જર્મનિ અને ગ્રેટ બ્રિટનમાં; રેશમ ઇટાલિ અને ફ્રાન્સમાં; અને વાદળી ભૂમધ્ય સમુદ્રમાં થાય છે.

## બ્રિટિશ ટાપુઓ.

**ગ્રેટ બ્રિટન** અને **આયર્લાંડ** ટાપુઓ મળીને એક સંયુક્ત રાજ્ય **બ્રિટિશ ટાપુઓ** નામે ઓળખાય છે અને તે યુરોપ ખંડની પશ્ચિમે આવેલા છે અને એ યુરોપ ખંડમાં આ રાજ્ય સૌથી વધારે અગત્યનું છે. એ ટાપુઓ આપણા રાજ્યકર્ત્તાનો મુલક છે અને તેનું રાજ્ય પૃથ્વી પરનાં સર્વ રાજ્યોમાં વિસ્તારમાં અને વૈભવમાં મોટું છે.

**વિભાગઃ**–(૧) **ઇંગ્લાંડ** ગ્રેટ બ્રિટન ટાપુનો દક્ષિણ ભાગ છે અને **વેલ્સ** ઇંગ્લાંડની પશ્ચિમનો ભાગ છે. (૨) **સ્કોટ-લાંડ** ગ્રેટ બ્રિટન ટાપુનો ઉત્તર ભાગ છે અને (૩) **આયર્-લાંડ** એક જુદોજ ટાપુ છે. આવી રીતે આ જુદા જુદા ચાર ભાગનું એક સંયુક્ત રાજ્ય બનેલું છે.

### (૧) ઇંગ્લાંડ અને વેલ્સ.

**ચીવિઅટ પર્વત** અને **ટવીડ** નદી ઈંગ્લાંડને સ્કૉટલાંડથી, અને **સેવર્ન** અને **ડી** નદી ઇંગ્લાંડને વેલ્સથી જુદો પાડે છે.

**શહેરોઃ**–**લંડન** પૃથ્વી પર મોટામાં મોટું, સૌથી વધારે સમૃદ્ધિવાન અને વધારેમાં વધારે વસ્તીવાળું રાજધાનીનું શહેર છે. આ શહેરના મધ્ય ભાગમાં થઇને **ટેમ્સ** નદી વહે છે, શહેરમાં ઐતિહાસિક મકાનો રાજમહેલો, પાર્લામેન્ટનું મકાન, કચેરીઓ, દેવળો, નિશાળો, ઔષધશાળાઓ, સ્મારક સ્થળો, બજારો, બાગ બગીચાઓ, નાટકશાળાઓ, સંગ્રહસ્થાનો વગેરે સંખ્યાબંધ જોવા લાયક મકાનો છે. લંડનના અગ્નિખુ-ણામાં **ગ્રીનિચ** છે, ત્યાં મોટી વેધશાળા છે. અને ત્યાંથી રેખાંશો ગણવામાં આવે છે. **લિવરપુર** (૭,૪૬,૦૦૦) વેપારનું

બીજે નંબરે શહેર છે. અને ત્યાંથી સુતરાઉ કાપડ પરદેશ જાયછે. અમેરિકાનો અને પશ્ચિમ આફ્રિકાનો માલ આ બંદરે આવે છે. **मान्चेस्टर** (૭,૧૪,૦૦૦) સુતરાઉ કાપડનાં કારખાનાં માટે પ્રખ્યાત છે. **बर्मिंगहाम** (૫૨૫૦૦૦) ઇંગ્લાંડના મધ્ય ભાગમાં આવેલું છે. અને તે દરેક જાતના ધાતુ કામને માટે પ્રખ્યાત છે. **शेफील्ड** (૪૫૪૦૦૦) માન્ચેસ્ટરની પૂર્વે છરી, ચપ્પાને માટે પ્રખ્યાત છે. **लीड्स** (૪૪૫૦૦૦), ગરમ કાપડનાં માટે પ્રખ્યાત છે. **ओक्सफर्ड** (૫૩૦૦૦), **केम्ब्रिज** (૩૯૦૦૦), **लंडन** અને **डर्हाम** એ બધાં શહેરો યુનિવાર્સિટિ માટે પ્રખ્યાત છે. **केन्टरबरी** અને **यार्क** મોટા ધર્માધ્યક્ષોના સ્થાન છે. **पोर्ट्स्मथ** અને **प्लिमथ** નૌકાસૈન્યનાં સ્થળ છે. **ईटन** વિંડસર પાસે, **हेरो** લંડન પાસે, **विंचेस्टर** લંડનની દક્ષિણે, અને **रग्बी** ઇંગ્લાંડના મધ્ય ભાગમાં મોટી શાળાઓ માટે પ્રખ્યાત છે. **विंड्सर** પહેલા વિલિયમ રાજાના વખતથી (ઇ. સ. ૧૦૬૬ થી) ઇંગ્લાંડના રાજાઓનું રહેવાનું સ્થળ છે. **कार्डिफ** બંદર વેલ્સમાં મોટામાં મોટું શહેર છે.

**બંદરો**:-**लंडन** બંદરે આયાતનો બધો માલ આવે છે. **लिवरपुर** અને **मान्चेस्टर** બંદરોથી તૈયાર થએલો માલ ખાસ સુતરાઉ અન સાંચાકામ, **कार्डिफ** બંદરેથી કોયલા **न्युकेस्ट्ल** બંદરેથી કોયલા અને સાંચાકામ, **हल** બંદરેથી સુતરાઉ અને ગરમ કાપડ અને **ग्लासगो** બંદરેથી લોખંડ અને તૈયાર માલ બહાર ગામ મોકલવામાં આવેછે. અને **साउथाम्प्टन** બંદરેથી ઉતારૂઓ અમેરિકા અને દક્ષિણ આફ્રિકા જાય છે.

**પર્વત**—**चीविअट पर्वत** ઇંગ્લાંડ ને સ્કોટ્લાંડથી જુદો પાડે છે. અને તે ઉત્તરમાં છે. **स्काफेल** કમ્બરલાંડમાં, અને **स्नोडन पर्वत** વેલ્સમાં આવેલા છે.

**નદીઓ**:—**ट्वीड नदी** ઇંગ્લાંડને સ્કોટલાંડથી, અને **सेवर्न** અને **डी नदी** ઇંગ્લાંડને વેલ્સથી જુદો પાડે છે. **सेवर्न** બ્રિસ્ટલ ચાનલમાં પડે છે. **टेम्स नदी** નાની છે પણ તેમાં લંડન સુધી મોટી સ્ટીમરો આવે છે. અને તે ઉત્તર સમુદ્રમાં પડે છે. તેના ઉપર લંડન, ઓકસફર્ડ અને વિંડસર નામનાં મોટાં શહેરો છે.

**અખાત**:—**ब्रिस्टल चानल** ઇંગ્લાંડની પશ્ચિમે છે.

**સામુદ્રધુની:**—**ડોવર**ની ઉત્તર સમુદ્ર અને ઇંગ્લિશ ચાનલને જોડેછે.

**સમુદ્રઃ**—**उत्तर समुद्र** (જર્મન) ગ્રેટબ્રિટનની પૂર્વે છે. **आइरिश समुद्र** આયર્લાંડ અને ગ્રેટબ્રિટન ટાપુઓ વચ્ચેછે.

વરસાદ બારે માસ પડે છે. વધારેમાં વધારે વરસાદ કમ્બરલાં ના ડુંગરમાં પડે છે. ઓક, બીચ અને ફર મુખ્ય ઝાડો છે.

**ખનીજ:**—કોયલા, લોખંડ, સીસું,—તાંબું, કલાઇ અને જસત નીકળે છે. વેલ્સમાંથી સ્લેટના પત્થર અને ચેશાયર પરગણામાંથી મીઠું જથાબંધ નીકળે છે.

**નિકાસ:**—રેશમી કાપડ,ઊનનું કાપડ,ચીનાઇ માટીના વાસણ, સાંચાકામ, દવા, ચામડાનો સામાન, કાગળો, કાચ વગેરે ઘણી ચીજો આ દેશમાં બને છે, અને તે પરદેશ મોકલવામાં આવે છે.

**આયાત:**—અનાજ,રૂ,ઊન,ખાંડ,સોનું,રૂપું, ઇમારતી લાકડું, રેશમ, ચા, માખણ, તેલીબીઆં, ગુંદ, શણ,તમાકુ અને દારૂછે.

## ( ૨ ) स्कोटलांड.

સ્કોટલાંડ એ ગ્રેટ બ્રિટનનો ઉત્તરનો ભાગ છે.

**શહેરો:**—**एडिन्बरो** એ રાજધાનીમાં એક પ્રખ્યાત યુનિવર્સિટી છે. **ग्लासगो** મોટું નગર છે. એ સુતરાઉ કાપડ, તથા વહાણ, એન્જિન વગેરે યંત્રો બનાવવાનાં કારખાનાનાં માટે પ્રખ્યાત છે. **पेस्ली** ગ્લાસગો પાસે સુતર અને શાલની બનાવટ માટે પ્રખ્યાત છે. **डंडी** બ્રિટિશ ટાપુમાં શણના કાપડને માટે પ્રખ્યાત છે.

**બંદરો:**-**ग्लासगो,ग्रीनोक, लीथ, आबर्डीन** અને **डंडी.**

**પર્વત:**--**ग्रेम्पिअन** અને તેનું શિખર **बेन नेविस** છે.

**નદીઓ:**-**टे** ડંડી શહેર આગળ ઉત્તર સમુદ્રને મળેછે. અને બીજી **क्लाइड** એ નદીઓમાંથી કોયલા અને લોખંડ જડે છે.

આ દેશનો મધ્ય ભાગ ફળદ્રુપ છે, અને તેમાં ઓટ અને જવ ઉત્પન્ન થાય છે. પણ ઘણા ભાગ પર ઘાસ ઉગે છે, ત્યાં ઢોરો અને ઘેટાં ચરે છે. ઈંગ્લાંડની માફક અહીં પણ સુતરાઉ, ગરમ અને શણનાં કાપડનાં, કાગળ બનાવવાનાં અને વહાણ બનાવવાનાં કારખાનાં છે, આવાં કારખાનાંઓને લીધે આ દેશની મુખ્ય નિકાસ ઈંગ્લાંડ જેવીજ છે.

**ખનીજો:**--કોયલા અને લોખંડ છે, અને દક્ષિણમાં સીસું જડે છે.

## (૩) આયર્લૅંડ.

આયર્લાંડ એ ગ્રેટ બ્રિટનની પશ્ચિમે સ્કૉટલાંડ કરતાં સહેજ મોટો ટાપુ છે, એનું નામ એરિન છે. ત્યાં હંમેશાં વનસ્પતિ લીલી રહે છે, તેથી એ **"લીલો ટાપુ"** નામે ઓળખાય છે, એમાં ઘાસ વધારે ઉગે છે, તેથી ઢોરોને ચરાવવું ઠીક પડે છે.

**શહેરો:--ડબ્લીન** રાજ્યધાની લિફી નદી પર છે, ત્યાં એક યુનિવર્સિટિ છે, અને અહિંઆ આયર્લાંડનો વાઇ-સરોય રહે છે. **બેલફાસ્ટ** ઇશાનમાં વેપારમાં પહેલું શહેર છે અને ત્યાં શણનું કાપડ સારૂં બને છે. **લિમરિક** સેન નદી પર પશ્ચિમમાં બંદર છે, અને ફીટની બનાવટને માટે પ્રખ્યાત છે.

**નદીઓ:--શાનન** એ મધ્યના મેદાનની ઉત્તરેથી નીકળી પશ્ચિમે લિમરિક આગળ સમુદ્રમાં પડે છે. **લિફી.**

**પાક:--**ઓટ, જવ અને બટાટા છે, બટાટા એ ગરીબ ખેડુતનો મુખ્ય ખોરાક છે.

**હુન્નર:**—શણના કાપડનો છે. તે ઇશાન ભાગમાં ચાલે છે.

**નિકાસ:**—ઢોર, માખણ અને શણ છે.

## (૪) સ્પેન.

• **પોર્ટુગાલ** અને **સ્પેન** એ બે દેશો મળીને **આઇબીરિઅન દ્વીપકલ્પ** કહેવાય છે. અને તે ભૂમધ્ય સમુદ્ર પર પીરીનીઝ પર્વતની દક્ષિણે આવેલો છે. આ દેશની વસ્તી ૧ કરોડ ૮૦ લાખની છે.

**સીમા:--**ઉત્તરે **ફ્રાન્સ** અને **બિસ્કેનો ઉપસાગર;** પશ્ચિમે **આટલાંટિક** અને **પોર્ટુગાલ;** દક્ષિણે અને પૂર્વે **ભૂમધ્ય સમુદ્ર** છે.

**શહેરો:—માડ્રિડ** રાજધાની વેપારનું મથક મધ્યના પ્રદેશમાં છે. ઉનાળામાં તાપ અહીં વિશેષ પડે છે. **બાર્સી-**

**લોના** બંદર અને હુન્નર ઉદ્યોગના કારખાનાનું સ્થળ છે. **વાલેન્શિઆ** બંદર પૂર્વ કિનારે છે. રેશમ અને મેવો તેની મુખ્ય નિકાસ છે. **જિબ્રાલ્ટર** દક્ષિણમાં અંગ્રેજનું સંસ્થાન છે. ત્યાં મજબુત કિલ્લો અને નૌકાસૈન્યનું સ્થળ છે.

**પર્વતઃ**—**પીરીનીઝ** સ્પેનને ફ્રાન્સથી જુદો પાડે છે.

**નદીઓઃ**--**ડુરો, ટેગસ** આટલાંટિકમાં અને **ઇબ્રો** ભૂમધ્ય સમુદ્રમાં પડે છે.

**ભૂશિરઃ**--**ટારિફા** દક્ષિણમાં છે.

**સામુદ્રધુનીઃ**--**જિબ્રાલ્ટર** ભૂમધ્ય સમુદ્ર અને આટલાંટિકને જોડે છે.

**ટાપુઓઃ**--પૂર્વે ભૂમધ્ય સમુદ્રમાં આવેલા **બલિઆરિક** નામના પાંચ ટાપુઓ છે, તેમાં **માઇનોર્કા, માજોર્કા** અને **આઇવીઝા** મુખ્ય છે. એ ટાપુઓ દારૂ અને મેવાને માટે પ્રખ્યાત છે. આફ્રિકાના વાયવ્ય કિનારા પર આવેલા **કનેરા ટાપુઓ** સ્પેનનો ભાગ ગણાય છે.

**સંસ્થાનોઃ**--**ફર્નાન્ડોપો** એ પશ્ચિમ આફ્રિકામાં છે. **સ્યુટા** એ જિબ્રાલ્ટરની સામા આવેલ છે.

**પેદાશઃ**--ઘઉં, મકાઈ, ચોખા, દ્રાક્ષ, ઓલિવ, નારંગી અને શેતુર.

**ખનીજઃ**—સીસું, તાંબું, લોખંડ અને પારો.

**નિકાસઃ**--દારૂ, સીસું, લોખંડ, તાંબું, મેવો, બુચ, અને ઓલિવ તેલ છે. **આયાતઃ**--રૂ, કોયલા, ખાંડ, ઈમારતી લાકડું, અને સાંચા કામ છે.

## ( ૫ ) પોર્તુગાલ.

**સીમાઃ**--ઉત્તરે અને પૂર્વે **સ્પેન**; પશ્ચિમે અને દક્ષિણે **આટલાંટિક મહાસાગર** છે.

**શહેરોઃ**--**લિસ્બોન** ટેગસ નદી પર રાજધાનીનું શહેર અને બંદર છે. **ઓપોર્ટો** (૧૬૭૪૦૦) માં દ્રાક્ષનો

દારૂ સારો બને છે. અને તે ઉદ્યોગમાં પહેલું છે. અને વેપારમાં બીજું છે.

**નદીઓ**:--ડુરો અને ટેગસ પશ્ચિમમાં વહે છે.

**ભૂશિર**:--સેન્ટવીન્સેટ નૈઋત્યે છે, અને રોકા પશ્ચિમે છે.

**ટાપુઓ**:-આઝોર્સ અને મડીરા આફ્રિકાના કિનારે છે.

**પેદાશ**:--ઘઉં, જવ, ઓટ, મકાઇ, શણ, દ્રાક્ષ, ચોખા, ઓલિવ, નારંગી, લીંબુ, અંજીર અને બદામ છે.

**ખનીજ**:--તાંબું, સીસું, કલાઇ, કોયલા, મેંગેનીઝ, સ્લેટ અને મીઠું છે.

**નિકાસ**:--બુચ, દારૂ, તાંબાની ધાતુ, મેવો, તેલ અને મીઠું છે.

**આયાત**:-લોઢાનો સામાન, સુતરાઉ અને ગરમ કાપડ, સાંચાકામ, ઘઉં, ખાંડ અને કોયલા છે.

**સંસ્થાનો**:--આફ્રિકામાં કેપ વર્ડ ટાપુ, અંગોલા, કોંગો મુલક, મોઝાંબિક અને એશિઆમાં દીવ, દમણ અને ગોવા એ હિંદુસ્તાનમાં, અને મકાઉ ચીનમાં છે. ટિમોરનો ટાપુ મલેશિયામાં આવેલો છે.

## ( ૬ ) ફ્રાન્સ.

**સીમા**:--ઉ૦ ઇંગ્લિશ ચાનલ અને બેલ્જિઅમ ૫૦ બિસ્કેનો અખાત, દ૦ સ્પેન અને ભૂમધ્ય સમુદ્ર પૂ૦ ઇટાલિ, સ્વિત્ઝર્લાંડ અને જર્મનિ છે.

**શહેરો**:--પારિસ સેન નદી પર રાજધાની છે. તે ઘણું રમણીય લંડનથી ઉતરતું બીજે નંબરે શહેર છે. તથા સુંદર મકાન અને રસ્તાને માટે એ વખણાય છે. વિદ્યા અને વેપારનું મુખ્ય સ્થળ છે. **લૈઓન્સ** હ્રોન અને સોનના સંગમ ઉપર રેશમના વણાટના વેપારનું મથક છે. **બોર્ડો** ગારોન નદી પર ક્લેરેટ નામના દારૂનું મથક છે.

નાન્ટસ લુઓર નદી પર બંદર છે. **માર્સેલ્સ** (૫૫૦૦૦૦) બંદરે ઉતરી કેટલાક ઉતારૂઓ રેલવે માર્ગે ઇંગ્લાંડ જાયછે. શેરબર્ગ અને બ્રેસ્ટ આટલાંટિક પર નૌકાસૈન્યનાં સ્થળ છે.

**પર્વતો:**—**પીરીનીજ** દક્ષિણમાં આવેલો છે. તે ફ્રાન્સને સ્પેનથી જુદો પાડે છે. **જુરા** અને **આલ્પ્સ** પૂર્વ તરફ આવેલા છે અને તેઓ ફ્રાન્સને સ્વિતઝર્લાંડ અને ઇટાલિથી જુદો પાડે છે.

**નદીઓ:**—**સેન** નદી ઈંગ્લિશ ચાનલમાં પડે છે. **લુઓર**, **ગારોન**, એ બે બિસ્કેના અખાતને મળે છે. અને **રોન**, લેઓન્સના અખાતને મળે છે.

**અખાત:**—**બિસ્કેનો** ઉપસાગર પશ્ચિમે છે. **લેઓન્સનો** અખાત દક્ષિણે છે.

**ટાપુ:**—**કોર્સિકા** ફ્રાન્સને તાબે દક્ષિણમાં આવેલો છે.

આ દેશમાં રાજ્ય ચોકખું પ્રજા સતાક છે. દુનિયામાં વધારે દારૂ આ મુલકમાં બને છે. ફ્રાન્સમાં સુતર, ઊન અને રેશમ તૈયાર કરી તેનાં લુગડાં વણવાનાં મોટાં કારખાનાં છે. આ દેશમાંથી કોયલા અને લોખંડ નીકળે છે. તેથી લોખંડના સાંચા કામ અને રેલવે એન્જિન બને છે. ઘડિઆળો, કાચ, દવાઓ શેતરંજી અને ફીત પણ બને છે.

**નિકાસ:**—રેશમી, ગરમ અને સુતરાઉ કાપડ, દારૂ છે.

**આયાત:**—ઊન, રેશમ, રૂ, અનાજ, લાકડાં, કોયલા, ખાંડ, ગુંદ, તેલીબીઆં અને પીછાં છે.

**પરદેશી સંસ્થાનો;**—આફ્રિકામાં **અલજીરિઆ**, **ટયુનિસ**, **સહરા**, **સેનીગાલ**, **નાઇજર** અને **ફ્રેન્ચ કોંગો;** દક્ષિણ અમેરિકામાં **ફ્રેન્ચ ગિઆના;** હિંદી મહાસાગરમાં **માડાગાસ્કર**, અને **બુર્બોન:** એશિઆમાં—**પોંડીચરી** હિંદુસ્તાનમાં, અને ફ્રેન્ચ **હિંદીચીન** વગેરે ફ્રાન્સને તાબે છે. પાસિફિકમાંના **ન્યુ કેલીડાનિઆ** અને **વેસ્ટ ઇંડીઝના** કેટલાક ટાપુ તેમને તાબે છે.

## (૭) બેલ્જિઅમ.

ફ્રાન્સની ઉત્તરે આવેલો આ દેશ, તેમાં જુના વખતમાં વસનારા બેલ્જિ નામના લોક પરથી બેલ્જિઅમ નામે ઓળખાય છે. યુરોપખંડમાં આ ઘણી ઘાડી વસ્તીવાળો અને વેપારમાં ઘણો આગળ પડતો દેશ છે.

**શહેરો:–બ્રસેલ્સ**, મધ્ય ભાગમાં સેન નદી પર રાજધાની છે તે શેતરંજી તથા ફીટના વણાટને માટે પ્રખ્યાત છે. **વૉટરલૂ** આગળ અંગ્રેજોએ અને જર્મનોએ ઈ. સ. ૧૮૧૫ માં નેપોલીઅનને હરાવ્યો હતો. **આન્ટવર્પ** મોટું બંદર છે. ખાંડ, ફીટ અને વહાણુ બાંધવાના કામને માટે એ પ્રખ્યાત છે.

**નિકાસ:**–સુતર, સાંચા કામ, શણનું અને ઊનનું કાપડ, કોયલા, પોલાદ, ઘડિઆળ અને કાચ છે. **આયાત:**–અનાજ, લોટ, ઊન, શણુ, રૂ, ઇમારતી લાકડાં, ઝુંદ, અને ઢોર છે.

ત્યાં કોયલા અને લોખંડ વધારે નીકળે છે. તેથી લોખંડ અને પોલાદનું કામ બંદુકો અને કાચ અને શીતો બને છે.

**સંસ્થાનો:**–આફ્રિકામાં **કોંગો ફ્રી સ્ટેટ**નો ઉપરી બેલ્જિઅમનો રાજા છે.

## (૮) હોલાંડ અથવા નેધર્લાંડ.

ડેન્માર્કનું નાનું રાજ્ય બેલજીઅમની ઉત્તરે અને જર્મનિની પશ્ચિમે આવેલું છે. આ રાજ્યનું ખરૂં નામ નેધર્લાંડ છે. પણ તેમાંના એક પ્રાંત હોલાંડ ઉપરથી એ રાજ્ય હોલાંડ નામે પણ ઓળખાય છે. લુકસેમ્બર્ગનો ડ્યુક ( ઠાકોર ) નેધર્લાંડના તાબામાં છે.

**શહેરો:–હેગ** રાજધાનીનું નગર દરીઆ નજીક આવેલું છે, તેમાં મોટું સંગ્રહસ્થાન છે. **આમ્સ્ટર્ડામ** વેપારનું મોટું સ્થાન ટાપુ પર આવેલું છે ત્યાં મકાનો જમીનમાં થાંભલા દાટી બાંધવામાં આવે છે. રાજાનો મહેલ ૧૩૬૫૯ થાંભલા પર બાંધેલો છે. **યુટ્રેક્ટ** ઐતિહાસિક શહેર ઈ. સ. ૧૭૧૩ ની સંધિ માટે પ્રખ્યાત છે.

**નદી:—હાઇન** નદી ઉપર **રોટરડામ** બંદર છે.

આપણે અહીંના લોકોને વલંદા કહીએ છીએ, અને અંગ્રેજીમાં તેમને ડચ કહે છે, તેઓ ડચ ભાષા બોલે છે. તેઓ હુનરી કરકસરીઆ, ઉદ્યોગી અને બહાદુર વહાણવટીઓ છે.

**નિકાસ:**—માંખણ, શાકભાજી, ખાંડ, કાગળ અને મટન છે.

**આયાત:**—સુતરાઉ, અને ગરમ કાપડ, લોખંડ, કોયલા, લાકડાં, અનાજ, ઓટ, ખુંદ અને ગરમ મશાલો છે.

**પરદેશી સંસ્થાનો:—જાવા, સુમાત્રાનો થોડો ભાગ, બોર્નિઓ, સેલીબીસ, આમ્બોયના** અને **ન્યુગિનીનો** થોડો ભાગ, **ડચ ગિઆના** પાસિફિક મહાસાગરમાં અને કેટલાક નાના ટાપુઓ વેસ્ટ ઇંડીઝમાં છે.

## (૯) डेन्मार्क.

આ નાનું રાજ્ય જર્મનિની ઉત્તરે આવેલું છે. અને તે **ઝીલાંડ, ફ્યુનેન, લાલાંડ** અને **જટલાંડ**ના દ્વીપકલ્પનું બનેલું છે.

**શહેરો:—कोपन्हेगन** ઝીલાંડના પૂર્વ ભાગમાં મુખ્ય બંદર છે. અને એમાં યુનિવર્સીટી અને કારખાનાં છે.

**બેટો:—झीलांड, फ्युनेन, लालांड, फेरो टापु, ग्रीनलांड** નો ઘણો ભાગ ડેન્માર્કને તાબે છે. અને **आइसलांड** આટલાંટિક મહાસાગરમાં આવેલો છે.

**જવાળામુખી પર્વત:—हेकला** આઇસલાંડ ટાપુમાં છે.

**સામુદ્રધુની:—साउन्ड** ઝીલાંડ અને સ્વીડનની વચ્ચે છે. **ग्रेट बेल्ट** ઝીલાંડ અને ફ્યુનેનની વચ્ચે છે. **लिटल बेल्ट** ફ્યુનેન અને જર્મનિની વચ્ચે છે. **स्केगररेक** ઉત્તરે અને **काटीगाट** પૂર્વે ઉત્તર સમુદ્ર અને બાલ્ટિક સમુદ્ર વચ્ચે છે.

**પેદાશ:**—ઓટ, જવ, રાય, ઘઉં, અને બટાટા છે.

**આયાત:**—સુતરાઉ, રેશમી, અને ગરમ કાપડ, મેવો, ચા અને મકાઇ છે.

**નિકાસ:**—માખણ, ઢોર, જવ, ઓટ, ઘઉં, અને ઘોડા છે.

## (१०) जर्मानिनुं राज्य.

ફ્રાન્સ બેલ્જિઅમ અને હોલાંડની પૂર્વે આવેલા ૨૬ રાજ્યોનો સમૂહ **જર્મનિના રાજ્ય** નામે ઓળખાય છે. એમાં સર્વથી પ્રસિઆનું રાજ્ય મોટું છે. પ્રસિઆનો રાજા જર્મનિનો શહેનશાહ કહેવાય છે. આ રાજ્યમાં મોટાં ચાર રાજ્ય છે.

**( १ ) પ્રસિઆનું રાજ્ય:—बर्लिन** પ્રશિઆ અને જર્મનિની રાજધાની ઉત્તરમાં એલ્બ નદીની શાખા સ્પ્રી નદી પર છે, તેમાં યુનવર્સિટિ છે. **हाम्बर्ग** એલ્બ નદીના મુખ આગળ મોટું બંદર છે. અહીંનો વેપાર ગ્રેટ બ્રિટન અને આયર્લાંડ જોડે છે. **हानोवर** હાનોવરના રાજ્યની રાજધાની હતી. હાનોવરનું રાજ્ય પ્રસિઆમાં જોડી દેવામાં આવ્યું. પ્રખ્યાત ખગોળ શાસ્ત્રી સરજોન હર્શલનો જન્મ અહીં થયો હતો.

**( २ ) બાવેરીઆ:—म्युनिच** ( ५००००० ) બાવેરિઆની રાજ્યધાની આલ્પ્સ પર આવેલું છે. બીર નામનો દારૂ ત્યાં ઘણોજ બને છે; ત્યાં ચિત્રોનું મોટું સંગ્રહસ્થાન અને યુનિવર્સિટિ છે.

**( ૩ ) વર્ટમ્બર્ગ:—स्टटगार्ट** વર્ટમ્બર્ગની રાજધાની છે. ત્યાં ડુંગર પર દ્રાક્ષ થાય છે. **पलाशापेल** જર્મનિમાં જુનું શહેર છે. શાર્લમેને સ્થાપેલાં રાજ્યની એ રાજધાનીનું નગર હતું.

**( ४ ) સાક્સની:—ड्रेस्डन** રાજધાની એલ્બ નદી પર છે. વાજીંત્ર, સીવવાના સાંચા વગેરે યાંત્રિક કામ અહીં સારાં બને છે. **लीपझिक** વેપારનું મોટું મથક છે. અહીં યુનિવર્સીટિ છે. જર્મનિમાં પ્રગટ થતી ચોપડીઓના વેપારનું મુખ્ય મથક છે.

**નદીઓ:— हाइन** આલ્પ્સ પર્વતમાંથી નીકળી જર્મ-

નિમાં થઇ ઉત્તર સમુદ્રમાં પડે છે. **एल्ब** ઉત્તર સમુદ્રને મળે છે. **विश्चुला** અને **ओडर** બાલ્ટિક સમુદ્રને મળે છે. **दान्युब** બાવેરિઆમાંથી પૂર્વ તરફ વહે છે.

**સમુદ્ર:—उत्तर समुद्र** અને **बाल्टिक समुद्र.**

**પરદેશી સંસ્થાનો:**—આફ્રિકામાં જર્મનિના તાબાનો ઘણો મુલક છે. **ટોગોલાંડ, કામેરૂન, જર્મન, નૈઋત્ય આફ્રિકા,** આફ્રિકાના પશ્ચિમ કિનારા પર છે. પૂર્વ કિનારા પર **જર્મન પૂર્વ આફ્રિકા** છે. એશિઆ ખંડમાં ચીનના કિનારા પર **કચુચુ** છે.

**પાક:**—રાય, ઓટ અને બટાટા છે, બીટ કંદ અહીં ઘણાં નીપજે છે. તેની ખાંડ બનાવી દેશાવર મોકલવામાં આવે છે. આ રાજ્યના નૈઋત્ય ભાગમાં ઘઉં, જવ, દ્રાક્ષ અને તમાકુ થાય છે.

**ખનીજ:**—લોખંડ, કોલસા, જસત, સીસા, તાંબા અને રૂપાની કાચી ધાતુઓ, મીઠું, પોટાશિઅમના ક્ષારો, સોનું, ગ્રેફાઇટ કેરોસીન, વિલાયતી મીઠું, કલાઇની, નીકલની અને મેંગેનીઝની કાચી ધાતુ નીકળે છે. પ્રસિઆમાં બાલ્ટિક સમુદ્રના કિનારા પરથી અમ્બર જડે છે.

**ઉદ્યોગો:**—લોખંડનું કામ, સુતરાઉ, ગરમ અને રેશમી કાપડ, ખાંડ, કાચ, ચીનાઇ વાસણ, ઘડિઆળ, લક્કડ કામ, દવાઓ, વાજીંત્રો અને વિદ્યાને ઉપયોગના યંત્રો ત્યાં બને છે.

**નિકાસ**—લોખંડનો સામાન, ખાંડ, કોયલા, કાપડ, કાગળ, ચીનાઇ વાસણ, કાચ, ચામડાનો સામાન અને રંગો બને છે.

**આયાત:**—અનાજ, રૂ, ઊન, બુંદ, રેશમ અને કેરોસીન છે.

એક લાખ કરતાં વધારે વસ્તીવાળાં શહેરો ૪૧ આ રાજ્યમાં છે. ઇ. સ. ૧૮૭૧ માં રાજ્યનું મંડળ બંધાયું તે વખતે પ્રસિઆના રાજાને જર્મનિનો શહેનશાહ માન્યો.

## ( ११ ) स्वितझर्लांड.

સ્વિતઝર્લાંડ ફ્રાન્સની પૂર્વમાં આલ્પ્સ પર્વત પર આવેલો છે.

**શહેરો:--बर्न** રાજધાનીનું નગર મધ્ય ભાગમાં છે. **जीनीवा** ( १०४००० ) હ્રોન નદી પર જીનીવા સરોવર પાસે છે. યંત્રો અને દવાને માટે આ શહેર પ્રખ્યાત છે. **झुरीच** ( १५०००० ) આ દેશમાં સૌથી મોટું શહેર છે. અને ત્યાં રેશમી અને સુતરાઉ કાપડનો મોટો ઉદ્યોગ છે.

**પર્વત:—आल्प्स** સ્વિતઝર્લાંડ અને ઇટાલિની વચ્ચે છે.

**સરોવર:—जीनीवा, कोन्स्टन्स.**

**નદીઓ:— -हाइन** આલ્પ્સ પર્વતમાંથી નીકળી જર્મનિમાં થઇ ઉત્તર સમુદ્રમાં પડે છે.

આ પ્રદેશ એટલો બધો રમણીય છે કે અહીં જુદા જુદા દેશોમાંથી લોકો કુદરતનું સૌંદર્ય જોવા આવે છે. લોકો ઘણાજ બહાદુર છે અને નિમકહલાલ સિપાઇ તરીકે વખણાય છે. આ પ્રજા સતાક રાજ્ય નાના નાના ૨૨ પ્રાંતોનું બનેલું છે. લોકો પહાડી મુલકમાં ઓટ, ઘઉં અને રાય મહેનત કરીને પકવે છે. એ ઉપરાંત દ્રાક્ષ અને તમાકુ ત્યાં થાય છે.

**નિકાસ:**—રેશમી અને સુતરાઉ કાપડ, ઘડિઆળ અને કન્ડેન્સ્ડ ( ઘટ કરેલું ) દૂધ છે. **આયાત**—રેશમ, ઊન, રૂ, અનાજ, ધાતુ, ખનીજ, તંમાકુ, ખાંડ, બુંદ અને દારૂ છે.

## (१२) इटालि.

**સીમા**—ઉ૦ **સ્વિતૂઝર્લાંડ**, અને **આસ્ટ્રિઆ** પૂ૦ **આસ્ટ્રિઆ** અને **આડ્રિઆટિક** સમુદ્ર, દ૦ **ભૂમધ્યસમુદ્ર** અને પૂ૦ **ભૂમધ્યસમુદ્ર** અને **ફ્રાન્સ** છે. **ઇટાલિ** એ એક મોટો દ્વીપકલ્પ છે. અને તે આકારમાં લાંબા બૂટ જેવો છે.

**શહેરોઃ**—**રોમ** એ ટૈબર નદીને કાંઠે રાજધાની છે. આખી પૃથ્વી પર પ્રસિદ્ધિ પામેલા શહેરોમાંનું એ એક છે. રોમન કેથોલિક ધર્મનો અધ્યક્ષ પોપ અહીં રહે છે. **નેપલ્સ** ઇટાલિમાં મોટામાં મોટું શહેર નેપલ્સના અખાત પર છે. **વેનિસ**ના રસ્તાઓમાં ખાઇઓ ખોદી છે જેમાં હોડીઓ આવજા કરે છે. **મિલાન** એ લોમ્બર્ડીના મેદાનમાં મુખ્ય શહેર છે. તેમાં આરસનું એક ખ્રિસ્તી દેવળ જોવા લાયક છે. તેમાં રાજાઓ, સાધુ પુરૂષો, શાહજાદાઓનાં મળીને ચાર હજારથી વધારે પુતળાં છે. **જેનોઆ** માં કોલમ્બસ જન્મ્યો હતો. **ટ્યુરિન** પો નદી પર જુની રાજધાનીનું શહેર છે. **બ્રિન્ડિસિ** હિંદુસ્તાનથી ઇંગ્લાંડ જતાં ઉતારૂઓ અહીં ઉતરી રેલવે રસ્તે ઇંગ્લાંડ જાય છે. **પાલર્મો** એ **સિસિલી**નું મુખ્ય શહેર છે. અહીંથી નારંગી અને લીંબુ બહાર પુષ્કળ મોકલવામાં છે.

**બંદરઃ**—**જેનોઆ**, **વેનિસ** અને **બ્રિન્ડિસિ** છે.

**પર્વત;**-**એપીનાઇન** એ ઇટાલિના દક્ષિણ મધ્ય ભાગમાં છે. **આલ્પ્સ** ઇટાલિની ઉત્તરે છે.

**જવાળામુખી પર્વતઃ**-**વીસુવિઅસ** નેપલ્સ પાસે અને **એટના** સિસિલિમાં છે.

**નદીઓઃ**-**ટૈબર** એના ઉપર રોમ છે.

**અખાતઃ**-પશ્ચિમે **જેનોઆ** અને **નેપ્લસ;** દક્ષિણે **ટારાન્ટો** છે.

**ભૂશિરઃ**-**સ્પાર્ટિવેન્ટો** છેક દક્ષિણ બિંદુ છે. અને **લ્યુકા** દક્ષિણે છે.

**સમુદ્રઃ**-**આડ્રિઆટિક** ઇટાલિની પૂર્વે છે.

**ટાપુઓઃ**-**સિસિલિ**, **સાર્ડિનિઆ** અને **એલ્બા** ઈટાલિને તાબે છે. **માલ્ટા** અને **ગોઝો** સિસિલિની દક્ષિણે આવેલા છે તે અંગ્રેજ સરકારને તાબે છે.

જુના વખતમાં રોમનું રાજ્ય ઘણા વિસ્તારવાળું હતું, હિંદુસ્તાન આવવાનો કેપ ઑફ ગુડ હોપનો રસ્તો શોધી કાઢવામાં આવ્યો તે અગાઉ હિંદુસ્તાનનો માલ જેનોઆ અને વેનિસ બંદરેથી યુરોપ ખંડમાં જતો હતો. લોકોનો ધર્મ રોમન કેથોલિક છે. અને તેમની ભાષા લૅટિનમાંથી નીકળેલી ઇટાલિઅન છે. રેશમ અને દારૂ એ બે મુખ્ય ધંધા છે, એલ્બામાંથી લોખંડ, એપીનાઇનમાંથી આરસ, સિસિલિમાંથી ગંધક અને ટસ્કનિમાંથી ટંકણખાર નીકળે છે, એ ઉપરાંત સીસું, જસત, અને તાંબું જમીનમાંથી જડે છે.

**નિકાસઃ**–રેશમ, દારૂ, ઓલિવ તેલ, પરવાળાં, **આરસ**, મેવો, અને ગંધક છે. **આયાતઃ**–સુતરાઉ અને ગરમ કાપડ, કોયલા અને લોખંડનો સામાન છે.

**પરદેશી સંસ્થાનોઃ**–**ઇરિટ્રિઆ** નામનો દેશ આફ્રિકામાં સોમાલી કિનારા પર આ રાજ્યને તાબે છે. તેની રાજધાની **મસોવા** છે.

## (૧૩) आस्ट्रिआ–हंगरि.

**સીમાઃ**–ઉત્તરે **જર્મનિ** અને **રશિઆ** પૂ૦ **કાર્પેથિઅન** પર્વત અને **રૂમાનિઆ** છે. પશ્ચિમે **જર્મનિ**, **સ્વિત્ઝર્લૅંડ** અને **ઇટાલિ**, દક્ષિણે **સર્વિઆ**, **મોંટીનીગ્રો**, અને **આડ્રિઆટિક** અને પશ્ચિમે **ઇટાલિ**, **સ્વિતઝર્લૅંડ** અને **જર્મનિ** છે.

**શહેરોઃ**–**વિયના** આસ્ટ્રિઆ–હંગરિની રાજધાની ડાન્યુબ નદી પર છે. તેમાં મુખ્ય ઉદ્યોગ કાંસાનો સામાન, યંત્ર, ફર્નિચર, રેશમી કાપડ અને ફ્રેન્સી ચીજોનો છે. **બુડાપેસ્ટ** હંગરિની રાજધાની ડાન્યુબ નદી પર છે. **બુડા** અને **પેસ્ટ** ડાન્યુબ નદીના કાંઠે સામસામા આવેલા છે તે બંનેને એક શહેર તરીકે ગણવામાં આવે છે. **પ્રેગ** બોહીમિઆની રાજધાની વેપારનું મથક છે, અને તે કાચના વાસણ માટે

પ્રખ્યાત છે. ટ્રીએસ્ટ અને ફ્યુમ એ બંદરો છે. અને ક્રાકો સરહદ પર શહેર છે.

**પર્વત;**—આલ્પ્સ અને કાર્પેથિઅન ઈશાનમાં છે.

**નદીઓ:**—**એલ્બ** જર્મનિમાં થઈ ઉત્તર સમુદ્રને મળે છે. **વિશ્ચુલા** અને **ઓડર** બાલ્ટિક સમુદ્રને મળે છે. **ડાન્યુબ** આ દેશના મધ્ય ભાગમાં વહી કાળા સમુદ્રમાં પડે છે.

આસ્ટ્રિઆનો રાજા આ દેશનો શહેનશાહ કહેવાય છે. રાજ્યના સામાન્ય લાભો રાજા સાચવે છે, પણ રાજગો પોતાનો કારભાર પોતાની પાર્લામેન્ટથી ચલાવે છે. આસ્ટ્રિઆની ખેતીની મુખ્ય પેદાશ રાય અને ઓટ્સ છે. અને હંગરિની મુખ્ય પેદાશ ઘઉં અને મકાઇ છે. આ ઉપરાંત આ રાજ્યમાં બટાટા, બીટ નામનું કંદ, જવ અને શણ થાય છે. ઉત્તરની સરહદ પર આવેલા ક્રાકો શહેર આગળ મીઠાની ખાણો સૌથી મોટી છે.

**ખનીજો:**—સોનું, રૂપું, તાંબું, લોખંડ, સીસું, અને કોયલા છે.

**નિકાસ:**—ધાન્ય, ખાંડ, ઇમારતી લાકડું, ગરમ કાપડ, કાચ અને ઢોર છે.; **આયાત:**—રૂ, અનાજ, ઊન, રૂંદ અને તમાકુ છે.

**પરદેશી સંસ્થાનો;**—બોસનિઆ અને હરઝીગોવિના નામના પાસે આવેલા પ્રાંતો પર ઇ. સ. ૧૮૭૮ થી અમલ ચલાવે છે.

## (૧૪) બાલ્કન દ્વીપકલ્પ.

યુરોપખંડના અગ્નિ ખુણામાં જે મોટો દ્વીપકલ્પ છે તે તેની અંદર આવેલા બાલ્કન પર્વત પરથી બાલ્કન દ્વીપકલ્પ કહેવાય છે. અગાઉ આખો દ્વીપકલ્પ તુર્ક લોકોના તાબામાં હતો. પણ હાલ તેમાં **રૂમાનિઆ, સર્વિઆ, મોંટીનીગ્રો, તુર્કસ્તાન, ગ્રીસ,** એવા જુદાં જુદાં ૬ સ્વતંત્ર રાજ્યો છે.

## ૧. રૂમાનિઆ.

**મોલ્ડેવિઆ** અને **વાલેશિઆ** એવા બે પ્રાંતોનો બનેલો રૂમાનિઆને ઇ. સ. ૧૮૭૮.માં તુર્કસ્તાનથી સ્વતંત્ર જાહેર કરવામાં આવ્યો.

**શહેરોઃ—બુકારેસ્ટ** ( ૩૩૮૦૦૦ ) રાજધાની વાલેશિઆના મેદાનમાં છે, આ રાજ્ય સ્વતંત્ર થયા પછી શહેરની સ્થિતિ ઘણી સુધરી છે. અને તેમાં યુનિવર્સિટિ છે. **જેસી** (જાસી) પ્રુથ નદી પર મોલ્ડેવિઆનું મુખ્ય શહેર છે. અને **ગલેઝ** ડાન્યુબ પર બંદર છે.

## ૨. સર્વિઆ.

બલગેરિઆની પશ્ચિમે આવેલો સર્વિઆ મુલકને ઇ. સ. ૧૮૭૮ માં સ્વતંત્ર જાહેર કરવામાં આવ્યો હતો.

**શહેરઃ—બેલગ્રેડ** સાવ નદી અને ડાન્યુબના સંગમ પર છે.

## ૩. મોંટીનીગ્રો.

આ નાનું સ્વતંત્ર રાજ્ય આડ્રિઆટિક સમુદ્ર પર આવેલું છે.

**શહેરઃ—સેટિંજે** રાજધાનીનું ગામ છે.

## ૪. બલગેરિઆ

રૂમાનિઆની દક્ષિણે આવેલો બલગેરિઆ પ્રાંત તુર્કસ્તાનને તાબે છે. તુર્કસ્તાનની ઉત્તરમાં આવેલો પૂર્વ રૂમાનિઆ પ્રાંત બલગેરિઆના રાજાને તાબે છે.

**શહેરોઃ—સોફાયા** બલગેરિઆની રાજધાની છે. અને **ફિલિપોપોલિસ** પૂર્વ રૂમાનિઆનું મુખ્ય શહેર છે.

## ૫ તુર્કસ્તાન.

આ ઉપર લખેલા રાજ્યોની દક્ષિણે તુર્કસ્તાન નામનું મુસલમાની રાજ્ય છે. આ રાજ્યને તાબે એક વખત ઘણો મુલક હતો. પણ હાલ તેમાંનો કેટલોક સ્વતંત્ર થઇ ગયો

છે; તોપણ એશિઆ ખંડનો તથા આફ્રિકાનો કેટલોક મુલક હજુ એ રાજ્યના તાબામાં છે. એ રાજ્યનો ઉપરી **સુલતાન** કહેવાય છે, અને તે મુસલમાની ધર્મનો ઉપરી ગણાય છે, તેથી ખલીફા પણ કહેવાય છે, એની અંદર વસ્તી ૬૦ લાખ છે.

**શહેરોઃ—कोन्स्टांटिनोपल** એ રાજ્યધાનીનું શહેર છે. **सालोनिका** એ સાલોનિકા અખાત ઉપર મોટું બંદર છે. **आड्रिआनोपल** ગુલાબના અતરને માટે પ્રખ્યાત છે. **गालीपोलि** ડાર્ડનલ્સની સામુદ્રધુની પર બંદર છે અને તુર્કસ્તાનના દરીઆઇ કાફલાનું સ્થાન છે.

**પર્વતઃ—बाल्कन.** અને તેનું શિખર **ओलीम्पस** છે.

**નદીઓઃ—डान्युब, साव** અને **प्रुथ** ડાન્યુબને મળે છે.

**સમુદ્રઃ—आड्रिआटिक समुद्र,** અને **मार्मोरा समुद्र.**

**અખાતઃ—सालोनिका** તુર્કસ્તાનમાં છે.

**સામુદ્રધુનીઃ—बोस्परस** અને **डार्डनल्स** પૂર્વ કાંઠે છે.

**ટાપુઓઃ—क्रीट** ( કાંડિઆ ) તુર્કસ્તાનના સુલતાનને તાબે છે.

**સંસ્થાનઃ—એશિઆઈ તુર્કસ્તાન, અરબસ્તાન,** અને આફ્રિકામાં **બાર્કા** છે.

આ દેશની જમીન રસાળ છે. ખેતીની મુખ્ય પેદાસ ઘઉં, મકાઇ, ચોખા, રૂ, જવ અને તેલી બીઆં છે. પહાડો પર જંગલમાં પાઇન, ઓક વગેરે ઇમારતી લાકડું થાય છે. આ ગરમ પ્રદેશમાં ઓલિવ, નારંગી, લીંબુ, દ્રાક્ષ, પીચ વગેરે મેવો થાય છે.

**ખનીજોઃ**—લોખંડ, સીસું, ગંધક, મીઠું, ફટકડી.

**નિકાસઃ**—દ્રાક્ષ, ઊન, દારૂ, અફીણ, અંજીર, શેતરંજી, અત્તર છે.

## ૬. ગ્રીસ.

**સીમાઃ**—ઉ૦ **તુર્કસ્તાન;** પ૦ અને દ૦ **ભૂમધ્ય સમુદ્ર;** પૂ૦ **ઈજીયન સમુદ્ર** અથવા **આર્કિપેલેગો** છે.

આ દેશની ત્રણે બાજુએ દરિઓ છે એટલે એ દ્વીપકલ્પમાં એક દ્વીપકલ્પ છે. એની ઉત્તરનો ભાગ **હેલાસ** અને દક્ષિણનો ભાગ **મોરિઆ** નામે ઓળખાય છે. **કોરિન્થની** સંયોગીભૂમિ આ બંને પ્રાંતને જોડે છે.

**શહેરોઃ**—**આથેન્સ** ( ૧૧૧૫૦૦ ) રાજધાની ઇજીનાના અખાતની ઉત્તરે છે. તેમાં સુંદર મકાનો અને વિશ્વવિદ્યાલય છે. સોક્રેટીસ, પ્લેટો અને આરિસ્ટોટલ્સ એ તત્વજ્ઞાની પુરૂષો, ડેમોસ્થિનીસ મોટો વક્તા, ફીડીઅસ મોટો શિલ્પશાસ્ત્રી, આ બધાની જન્મભૂમિ આ શહેર છે. **પટ્રાસ** મોરીઆની ઉત્તરે બંદર છે. ત્યાંથી દ્રાક્ષ પરદેશ જાય છે. **સ્પાર્ટા** દક્ષિણમાં જુના વખતમાં ઘણું પ્રસિદ્ધ શહેર હતું, **સાલેમિસ, મરેથોન** અને **પ્લેટીઆ** જુનાં શહેરો છે.

**સંયોગીભૂમિઃ**-**કોરિન્થ** હેલાસ અને મોરિઆને જોડેછે.

**દ્વીપકલ્પઃ**—**મોરિઆ** ગ્રીસની દક્ષિણે છે.

**ભૂશિરઃ**—**માટાપાન** ગ્રીસની દક્ષિણે છે.

**સમુદ્ર-ઇજીઅન** ગ્રીસ અને અશિઆઇ તુર્કસ્તાન વચ્ચેછે.

**અખાત—ઇજીના,**

ઇ. સ. ૧૪૫૩ માં મુસલમાન લોકોએ કોન્સ્ટાન્ટિનોપલ લીધું ત્યારથી તે ઇ. સ. ૧૮૩૦ સુધી એ તુર્કસ્તાનને તાબે હતું. ઇ. સ. ૧૮૬૩ માં ડેન્માર્કના એક શાહજાદાને ગ્રીસના રાજા તરીકે ચૂંટી કાઢવામાં આવ્યો હતો અને તે હાલ રાજ્ય કરે છે.

## (૧૫) રશિઆ.

**સીમાઃ**—ઉ૦ **આર્ટિક મહાસાગર,** પૂ૦ **યુરલ-**

**પર્વત અને યુરલ નદી,** દક્ષિણે **કાળો સમુદ્ર અને કાસ્પિઅન સમુદ્ર** અને પશ્ચિમે **બાલ્ટિક સમુદ્ર** છે.

આ રાજ્યે પૃથ્વીની જમીનનો છઠો ભાગ રોકયો છે. આ રાજ્યનો મુલક એક જથે ઉત્તર ગોળાર્ધમાં આવેલો છે.

**શહેરોઃ—सेंटपीटसबर्ग** રાજધાની નીવા નદી પર છે. અને **मोस्को** (૧૫૩૩૦૦૦) રશિઆની જુની રાજધાની છે. **वार्सा** ( ૮૭૨૦૦૦ ) પોલાંડની રાજધાની વિશ્ચુલા નદી પર વેપારનું મથક છે. **लोझ** પોલાંડમાં સુતરાઉ કાપડની મિલોને માટે પ્રખ્યાત છે. **निजेनी नोवगोरोड** વોલ્ગા અને ઓકા નદીના સંગમ ઉપર ગુજરીને માટે પ્રખ્યાત છે. સૈબીરિઆ, કોકેશિઆ, અને પૂર્વનો માલ અહીં વેચાય છે. **हेलसिंगफर्स** ફિન્લાંડની રાજધાની ફિન્લાંડના અખાત પર એક મોટું બંદર છે. ત્યાં વિશ્વ વિદ્યાલય અને વેદશાળા છે. **सेबास्टोपोल** ક્રિમીઆ દ્વીપકલ્પમાં નૌકા-સૈન્યનું સ્થળ છે.

**પર્વતઃ—युरल** પર્વતમાં ખનીજ પદાર્થોની ખાણો છે. અને તેમાંથી સોનું, પ્લેટિનમ, તાંબું, લોખંડ, મીઠું, પારો, આરસ, કોયલા અને રૂપું નીકળે છે.

**સરોવરઃ—लाडोगा, ओनीगा** રશિઆના પશ્ચિમ ભાગમાં છે.

**નદીઓઃ—वोल्गा** વાલ્ડાઇ ડુંગરમાંથી નીકળે છે. અને **युरल** યુરલ પર્વતમાંથી નીકળે છે તે બંને કાસ્પિઅન સમુદ્રને મળે છે. **नीपर** નદીનું મૂળ વોલ્ગા પાસે છે. અને એ કાળા સમુદ્રને મળે છે, **नीवा, डयुना** અને **विश्चुला** બાલ્ટિક સમુદ્રમાં પડે છે. **डोन** મધ્ય એશિઆમાંથી નીકળી આઝોવના સમુદ્રમાં પડે છે. **द्वीना** રશિઆની ઉત્તરમાં નીકળે છે, અને **पेटचोरा** યુરલ પર્વતમાંથી નીકળી એ બંને ઉત્તર મહાસાગરમાં પડે છે.

**દ્વીપકલ્પ:—ક્રીમીઆ** દક્ષિણમાં આવેલો છે.

**સમુદ્ર:—શ્વેતસમુદ્ર** ઉત્તરમાં છે. **બાલ્ટિકસમુદ્ર; કાળોસમુદ્ર** રશિઆ અને એશિઆ માઇનોર વચ્ચે અને **આઝોવનો સમુદ્ર** રશિઆની દક્ષિણે છે.

**અખાત:—બોથનિઆ, ફિન્લાંડ** અને **રીગા** બાલ્ટિક સમુદ્રના ફાંટા છે.

**સામુદ્રધુની:—કર્ટક** એ આઝોવના સમુદ્રને કાળા સમુદ્ર સાથે જોડે છે.

**બેટો:—નોવાઝેમલા** ઉતર મહાસાગરમાં છે.

**ફિન્લાંડ** નામનો વાયવ્યનો મુલક રશિઆના ઝારને તાબે છે. પણ તે દેશના કારોભારને માટે જુદીજ પાર્લામેન્ટ છે. ફક્ત ફિન્લાંડનીજ પાર્લામેન્ટમાં સ્ત્રીઓને સભાસદ તરીકે બેસવાનો હક છે. રશિઆના શહેનશાહને ઝાર કહે છે.

**પાક:**—ઘઉં, રાય, શણ, બટાટા અને બીટજાતનું કંદ થાયછે.

**નિકાસ:**—અનાજ, શણ, ઈમારતી લાકડાં, તેલી બીઆં અને કેરોસીન છે. **આયાત**—રૂ, ધાતુ, ધાતુનો સામાન, ઊન, ચા, ચામડાં અને કાપડ છે.

## (૧૬) સ્કેન્ડિનેવિઅન દ્વીપકલ્પ.

**સ્કેન્ડિનેવિઅન દ્વીપકલ્પ** રશિઆની પશ્ચિમે આવેલો છે. અને **સ્વીડન** અને **નોર્વે** નામનાં બે જુદાં જુદાં રાજ્યોનો બનેલો છે, તેમાંનો સ્વીડન બાલ્ટિક સમુદ્ર તરફ અને નોર્વે દેશ આટલાંટિક મહાસાગર તરફ આવેલો છે.

(૧) **સ્વીડન:-સ્ટોકહોમ** રાજધાની અને બંદર **મલર** સરોવર ઉપર છે. **અપસાલા** ત્યાંની વિશ્વ વિદ્યાલય માટે પ્રખ્યાત છે, **ગોટેન્બર્ગ** સ્કેગરરેક સામુદ્રધુની પર વેપારનું મથક અને બંદર છે.

(૨) **નોર્વે:-ક્રિસ્ટિઆનિઆ** (૨૪૨૦૦૦) રાજધાની અને બંદર છે, તેમજ નોર્વેમાં વેપારનું મથક છે. **ટ્રોન્થેમ**

બંદર છે. ટ્રાન્થેમમાં નોર્વેના રાજાનો રાજ્યાભિષેક થાયછે. **હેમરફેસ્ટ** ઉત્તર ભૂશિર આગળ આવેલું છે. ત્યાં ઉનાળામાં બે મહિના સુધી સૂર્ય આથમતો નથી.

**સરોવરોઃ**–**વેનર**, **વેટર** અને **મલર** સ્વીડનમાં છે.

**ભૂશિર** **उत्तर केप** અને **नोर्ड कीन** નોર્વેની ઉત્તરે આખા યુરોપમાં છેક ઉત્તર બિંદુ છે.

**સમુદ્રઃ**–**बाल्टिक** સમુદ્ર સ્વીડન અને રશિઆ વચ્ચે છે.

**સામુદ્રધુનીઃ**=**स्केगररेक** ઉત્તર સમુદ્ર અને બાલ્ટિક સમુદ્ર વચ્ચે છે.

ઇ. સ. ૧૮૧૪ થી તે ઇ. સ. ૧૯૦૫ સુધી નોર્વે અને સ્વીડનનો રાજા એક હતો. હાલ નોર્વે એક જુદુંજ સ્વતંત્ર રાજ્ય છે. દરેક રાજ્યને પોતાની પાર્લામેન્ટ છે.

**પેદાશ**—જવ, ઓટ, બટાટા, ઘઉ, રાય છે.

**નિકાશઃ**–ઈમારતી લાકડાં, માંછલાં, લોખંડ, દીવાસળી છે.

**આયાતઃ**–કાપડ, અનાજ, ઊંદ, દારૂ,તમાકુ, રૂ, અને ઊનછે.

# (३) आफ्रिका खंड.

## सामान्य वर्णन.

**સીમાઃ**–ઉત્તરે **ભૂમધ્ય સમુદ્ર**, પશ્ચિમે **આટલાંટિક મહાસાગર**, દક્ષિણે **દક્ષિણ મહાસાગર**, પૂર્વે **હિંદી મહાસાગર**, **રાતો સમુદ્ર**, **સુએઝનો અખાત**, અને **સુએઝની નહેર** છે. સુએઝની નહેર ખોદાવવાથી આ ખંડ એક મોટો બેટ થઇ પડયો છે. અને ભૂમધ્ય સમુદ્ર આફ્રિકાને યુરોપથી જુદો પાડે છે. આ ખંડની વસ્તી ૨૦ કરોડની ધારવામાં આવે છે.

**મુખ્યભાગ**–**१ उत्तर आफ्रिका, २ पश्चिम आफ्रिका, ३ दक्षिण आफ्रिका, ४ पूर्व आफ्रिका, ५ आफ्रिकाना टापुओ.**

**પર્વતો:-एटूलास** પર્વત આ ખંડના મોરોક્કો પ્રાંતમાં છે. અને તેની બે સમાંતર હાર છે. બિઆફ્રાના અખાત પર આવેલો **कामेरुन** (૧૩૭૦૦ ફુટ) પર્વત ગિનીમાં છે. નાતાલ તરફ લિમપોપો નદીની ઉત્તર સુધી **डूकनबर्ग** આવેલ છે. **किलिमान्जारो** (૧૯૭૦૦ફુટ) અને **केन्या पर्वत** (૧૯૦૦૦ફુટ) પૂર્વ આફ્રિકામાં ઝાંઝીબારની પશ્ચિમે છે.

**રણો:-सहारानुं रण** એ મધ્ય આફ્રિકાનો ઘણો ભાગ રોકે છે. તે પશ્ચિમે આટલાંટિકથી પૂર્વે રાતા સમુદ્ર સુધી વિસ્તાર પામેલું છે. અને **कलहरि** નું રણ દક્ષિણમાં ઓરેંજ નદીની ઉત્તરે આવેલું છે તે યુરોપ ખંડ જેવડું છે. એ બંનેમાં વરસાદ બીલકુલ પડતો નથી.

**નદીઓ:—नाइल नदी** (૩૬૭૦ માઇલ) દક્ષિણેથી નીકળી **વિક્ટોરિઆ ન્યાંઝા** સરોવરમાં પડે છે અને એ સરોવરમાંથી **રીપન ધોધ** આગળથી પાછી નીકળી વાયવ્ય તરફ જઇ **આલબર્ટ ન્યાંઝા** સરોવરમાં પડે છે. આ છેલ્લા સરોવરમાંથી નીકળ્યા પછી એ નદી **सफेद नाइल** નામે ઓળખાય છે. નાઇલ નદીમાં રેલ આવવાથી કાંપ ઠરી જમીન ફળદ્રુપ થાય છે અને દેશની ખેતીનો આધાર તે નદી પર છે. અને ઉત્તરમાં જતાં સુદાનમાંથી **वहरेल गझल** અને આબિસિનિઆમાંથી **भूरी नाइल** નદીઓ એને મળે છે. કેરો શહેર આગળ નદીના ફાંટા પડી જાય છે, અને ત્યાંથી ઘણે ફાંટે તે ભૂમધ્ય સમુદ્રમાં પડે છે. **नैजर** કોંગ પર્વતમાંથી નીકળી **ટિંબકટૂ** પાસેથી વહી દક્ષિણ તરફ ગિનીના અખાતમાં પડે છે. મૂળ આગળ એ **જોલીબા** નામ મુખ આગળ **કોરા** નામે ઓળખાય છે. આ નદીને પૂર્વમાંથી આવતી **बेनु** નદી મળે છે. **कौंगो ન્યાસા** સરોવરની પશ્ચિમેથી નીકળી **બાંગવેલો** અને **મોએરો** સરોવરમાં થઇને પશ્ચિમમાં આટલાંટિક મહાસાગરમાં પડે છે. **झाम्बेसि** કોંગો નદીની દક્ષિણેથી નીકળી દક્ષિણ તરફ વિ-

કટેરીઆ ધોધ સુધી જાય છે ત્યાંથી પછી પૂર્વ તરફ વહી મોઝામ્બીકની ખાડીમાં પડે છે. આ ઉપરાંત સેનીગાલ, ગાંબિઆ પશ્ચિમ તરફ વહે છે. ઓરેન્જ નદી કેપ કોલોનીમાં છે.

સરોવરો:-વિક્ટોરિઆ ન્યાન્ઝા અને આલબર્ટ ન્યાન્ઝા બન્ને નાઈલના માર્ગમાં આવેલાં છે, ટાંગાનીકા કોંગો નદીના મુળ આગળ આવેલું છે. ન્યાસા અને બેંગૂવેલો મધ્ય ભાગમાં છે. ચાડ ઉત્તરમાં સહારાની દક્ષિણે છે, અને ગામી કુલહરિની ઉત્તરે બધાં મીઠાં સરોવરો છે.

ભૂશિરો:—બોન ટયુનિસની ઉતરે છે. સ્યુટા જિબ્રાલ્ટરની સામે બ્લાંકો અને વર્ડ ભૂશિર પશ્ચિમ કિનારે, પાલમાસ ગિનીના કિનારા પર, કેપ ઓવ ગુડ હોપ અને આગુલહાસ છેક દક્ષિણે છે. કોરીન્ટઅસ અને ડેલગાડો પૂર્વ કિનારા પર છે. અને ગ્વાર્ડાફુઈ છેક પૂર્વ બિંદુ છે.

ધોધ:—સ્ટેન્લી ધોધ, વિક્ટોરિઆ ધોધ.

સમુદ્ર:-ભૂમધ્ય સમુદ્ર આફ્રિકા અને યુરોપની વચ્ચે છે. રાતો સામુદ્ર આફ્રિકા અને અરબસ્તાનની વચ્ચે છે.

અખાતો:-ઉત્તર કિનારે-સિદ્રાનો અખાત ટ્રિપોલિની ઉત્તરે, અને કાબેસનો અખાત ટયુનિસની પૂર્વે છે, પશ્ચિમ કિનારે-ગિનીનો અખાત, બેટ ઓવ બેનિન અને બેટ ઓવ બિઆફ્રા અને પૂર્વે-ડેલાગોઆ ઉપસાગર, સોફાલા ઉપસાગર અને એડનનો અખાત છે. મોઝામ્બિક ખાડી ખંડસ્થ ભૂમિ અને માડાગાસ્કર બેટ વચ્ચે આવેલી છે.

સામુદ્રધુની:-જિબ્રાલ્ટર ભૂમધ્ય સમુદ્ર અને આટલાંટિકને જોડે છે. બાબલમાંડેબ રાતો સમુદ્ર અને આરબી સમુદ્રને જોડે છે.

નહેર—સુએઝની નહેર રાતા સમુદ્ર તથા ભૂમધ્ય સમુદ્રને જોડે છે. લંબાઈ ૯૯ માઇલ અને પહોળાઇ ૧૨૧ ફુટ છે. તે ખોદાવાનું ખર્ચ ૨ ક્રોડ ૪૦ લાખ પૌંડનું થયું હતું. તે ૧૮૬૯ માં ખુલ્લી મુકી હતી.

**આબોહવા**—આ ખંડમાં આપણી માફક ત્રણ ઋતુઓ નથી. પણ એક ગરમ ઋતુ, અને બીજી વર્ષા છે. અહીં સૌથી વધારે વરસાદ વિષુવવૃતની નજદીકમાં પડે છે. અને બીજા ભાગોમાં વરસાદ જુદે જુદે વખતે પડે છે. દક્ષિણ તરફના દેશની હવા ઠંડી છે, અને તેથી તે ભાગમાં યુરોપીઅન લોકો રહી શકે છે.

**વનસ્પતિ**:—કોંગો નદીના પ્રદેશમાં અને ગિનીના કિનારા પર સીસમ (એબની), નાળીએરીની જાતનાં ઝાડો (ઓઈલપામ), મઁકીબ્રેડ ટ્રી, ઇંડિઆ રબર, અને કપુરનાં ઝાડો છે. ઇજીપ્ત-માં અને બાર્બરિ સંસ્થાનમાં રૂ, ચોખા, ઘઉં, મકાઈ, ઓલિવ, નારંગી અને શણની મુખ્ય પેદાશ છે. સહરાની સરહદ પર ખજુરી અને તાડનાં ઝાડો થાય છે. મધ્ય ભાગમાં રૂ, શણ અને ગુંદ થાય છે. એ ઉપરાંત નાળિએર, શેરડી, આમલી અને કેળ પુષ્કળ થાય છે. વળી દુરા નામનું અનાજ થાય છે, તે સીધીઓનો મુખ્ય ખોરાક છે. છેક દક્ષિણ તરફ પાંદડાં વગરનાં ઝાડો અને એળીઓ પુષ્કળ થાય છે. મકાઇ, ઘઉં, દ્રાક્ષ અને બીજો મેવો હાલ દક્ષિણમાં પુષ્કળ થવા લાગ્યો છે.

**જનાવરો**:—જંગલ અને રણમાં સિંહ, ગોરિલા (એક જાતનું મોટું વાંદરૂં), ચિત્તો, હાથી, ગેંડો, જિરાફ બેબુન, ઝિબ્રા, શાહમૃગ અને નદીઓમાં મોટા મગરો છે. ઊંટ, બળદ, ઘેટા, અને ઘોડા ગ્રામ્ય જનાવરો છે.

**ધર્મ**:—આબિસિનિઆના લોકો ખ્રિસ્તી ધર્મ પાળે છે. મધ્ય ભાગના લોકો ઝાડ અને પ્રેતને પૂજે છે. અને તેને બળિદાન આપે છે. કેપ કોલોની અને વલંદાના સંસ્થાનોમાં તે લોકો પ્રોટેસ્ટન્ટ ધર્મ પાળે છે. ઉત્તર ભાગના લોકો મુસલમાની ધર્મ પાળે છે.

**ખનીજો**:—આ ખંડના ઘણા ભાગમાંથી સોનું, રૂપું, તાંબું, સીસું અને લોખંડ નીકળે છે અને કલહરિના રણના દક્ષિણ ભાગમાંથી હીરા નીકળે છે. ટ્રાન્સવાલમાં ઘણી સોનાની ખાણો છે.

**વેપાર માર્ગો**:—ઉત્તરમાં કેપ-ટાઉનથી ઝામ્બેસિ નદી પર વિકટોરિઆ ધોધ સુધીની રેલવે બંધાએલી છે. અને

કેરોથી ખાર્ટુમ સુધી રેલવે બાંધેલી છે, અસલ જે ગુલામ પકડી વેચવાનો ધંધો આ ખંડમાં ચાલતો હતો તે અંગ્રેજોએ બંધ કર્યો છે.

**નિકાસઃ**–હીરા, સોનું, હાથીદાંત, શાહમૃગનાં પીછાં, ઊન, કોપરેલ, ઈંડિઆ રબર, રૂ, ખુંદ, એબની, ગળી, મગફળી અને ગુંદર છે.

**આયાતઃ**–દારૂ, અનાજ યુરોપખંડથી આવે છે.

## ૧ उत्तर आफ्रिका.

**મુખ્ય વિભાગઃ—૧ બાર્બરી સંસ્થાન, ૨ ઇજિપ્ત અથવા મીસર દેશ, ૩ ઈજીપ્શિઅન સુદાન, ૪ સુદાન અથવા હબસીઓનો દેશ.**

### ૧. બાર્બરી સંસ્થાન.

ભૂમધ્ય સમુદ્રનાં કાંઠા પર જે ચાર નાનાં રાજ્યો છે તે મુલક, તેમાં વસનારા બરબર લોકો પરથી બાર્બરી સંસ્થાન નામે ઓળખાય છે. તેનાં નામ.

**૧. મોરોક્કો—मोरोको** દક્ષિણમાં રાજધાની છે. **फेझ** ને મુસલમાનો પવિત્ર શહેર ગણે છે. તે ટોપી, શેતરંજી તથા મોરોક્કો ચામડાને માટે પ્રખ્યાત છે. **टांजीर**માં જુદા જુદા રાજ્યોના એલચી રહે છે. અને તે જિબ્રાલ્ટરની સામુદ્રધુની પર છે. મોરોક્કો એ મુસલમાની સ્વતંત્ર રાજ્ય છે.

**૨. અલ્જીરિઆ–अल्जीअर्स** રાજધાની ભૂમધ્ય સમુદ્ર પર છે. આ સંસ્થાન ફ્રાન્સને તાબે છે.

**૩. ટ્યુનિસ–ट्युनिस** ભૂમધ્ય સમુદ્ર પર મોટું બંદર છે, આ ફ્રાન્સના રક્ષણ હેઠળ છે.

**૪. ટ્રિપોલિ–ट्रिपोलि** મુખ્ય બંદર છે. ત્યાંથી શાહમૃગનાં પીછાં, હાથીદાંત, અને ચામડાં પરદેશ મોકલાય છે. આ ઈટાલિનું સંસ્થાન છે.

**પર્વતોઃ–अतलस** તેનું મોટું શિખર **मिल्टसिन** મોરોક્કોમાં છે.

**ભુશિરઃ–बोन** ટ્યુનિસની ઉત્તરે છે.

**અખાતઃ**-**सिद्रा** ટ્રિપોલિની ઉત્તરે; અને **काबेस** ટયુનિસની પૂર્વે છે.

## ૨. ઈજિપ્ત અથવા **મીસર** દેશ.

આ દેશ ટયુનિસની પૂર્વે આવેલો છે.

**શહેરોઃ**-**केरो** (૫૭૦૦૦૦) એ નાઇલ નદી પર ઇજિપ્તની રાજધાની આફ્રિકામાં સૌથી મોટું શહેર અને મોટા વેપારનું મથક છે. **अलेकझान्ड्रिआ** (૩૨૦૦૦૦) ભૂમધ્ય સમુદ્ર પર મોટું બંદર અને વેપારનું મથક છે. **पोर्ट सैड** (સૈયદ બંદર) સુએઝની નહેરમાં ભૂમધ્ય સમુદ્ર તરફનું છેલ્લું શહેર છે.

**નદીઓઃ**—**नाइल** તેને મળનારી **अत्बारा** છે.

આ મુસલમાની રાજ્યનો રાજા ખેદીવ નામે ઓળખાય છે અને તે નામનોજ તુર્કસ્તાનના સુલતાનને તાબે છે. અંગ્રેજ લોકોએ એ દેશનો કારભાર પોતાના હાથમાં લઇ દેશને આબાદ કર્યો છે. અને એમના અમલ નીચે ખેડુતો સુખી થયા છે. ત્યાં વરસાદ વરસતો નથી ને તાપ ઘણોજ પડે છે. પણ નાઇલ નદીની વાર્ષિક રેલથી ત્યાં પેદાશ થાય છે. તેમાં રૂ ઘણું પાકે છે અને તે ઇજિપ્સિઅન રૂ કહેવાય છે. શણ, રૂ, ચોખા, ઓલિવ, ઘઉં, અને મકાઈ એ મુખ્ય પેદાશ છે.

## ૩. ઈજિપ્શિઅન સુદાન.

આ પ્રદેશ ઇજિપ્ટની દક્ષિણમાં અને આબિસિનિઆથી પશ્ચિમે વાડાઈ સુધી છે.

**વિભાગઃ**-ઉત્તરમાં **ન્યુબિઆ**, પશ્ચિમમાં ડાર્ફુર, અને દક્ષિણમાં **કોર્ડોફાન** અને **બહરેલગઝલ** છે.

**શહેરોઃ**-**खार्टुम** રાજધાની નાઇલ અને ભુરી નાઇલના સંગમ પર છે. કેરોથી ખાર્ટુમ સુધી રેલવે બાંધી છે અને **ओमदरमन** ખાર્ટુમ પાસે જુની રાજધાનીનું શહેર છે.

રાજ્ય કારભાર એક બ્રિટિશ ગવર્નર ચલાવે છે. બાજરી, અને ખજુર એ મુખ્ય ખોરાક છે. મેંઢા અને ઊંટો ઘણાંજ ઉપયોગી જનાવર છે.

**નિકાસ;**-હાથીદાંત અને ઇંડિઆ રબર છે.

## ૪. સુદાન અથવા હબસીઓનો દેશ.

**સીમાઃ**—આ દેશ સહરાની દક્ષિણે આવેલો છે. અને તે પૂર્વે નાઇલ નદીથી પશ્ચિમે સેનીગાંબિઆ નદી સુધી ફેલાએલો છે.

**અંદર આવેલાં રાજ્યોઃ**—બંબારા અને ટિંબકટૂ નૈજરના મૂળ તરફ, અને **ગાંડો** મુખ તરફ છે, અને તે ફ્રાન્સના તાબામાં છે. **સોકોટો** ગાંડોની પૂર્વે, **બોર્નુ** ચાડ સરોવરની નૈરૂત્યમાં; એ બે અંગ્રેજના રક્ષણમાં છે; **બાગીર્મિ** ચાડના અગ્નિ ખુણમાં, **કાનેમ** ઉત્તરમાં, અને **વાડાઇ** પૂર્વમાં, એ ફ્રાન્સના તાબામાં છે. વાડાઇની પૂર્વથી નાઇલ સુધીનો પ્રદેશ બ્રિટિશના રક્ષણ હેઠળ છે.

**શહેરો;**—**टिंबकटू** વેપારનું મથક છે.

**સરોવરઃ**—**चाड** સહરાની દક્ષિણે છે.

## (२) पश्चिम आफ्रिका.

મોરાક્કોની દક્ષિણથી, દક્ષિણે ફ્રિઓ **ભૂશિર** સુધીનો મુલક જુદી જુદી યુરોપીઅન પ્રજાઓ—ફ્રેંચ, ઈંગ્લિશ, જર્મન અને પોર્ટુગીઝ તાબે છે. આ કિનારા પર છેક ઉત્તરમાં મોરાક્કોની દક્ષિણથી **કેપ બ્લાંકો** સુધીનો મુલક સ્પેનના તાબામાં છે. આ બાજુની કેટલીક નદીની રેતીમાંથી સોનું જડે છે.

૨. **સેનીગાંબિઆ** એ સેનીગાલ અને ગામ્બિઆ નદીનો પ્રદેશ છે. સેનીગાલ નદીનો પ્રદેશ ફ્રેંચને તાબે છે અને તેનું મુખ્ય શહેર **सेंट लुइ** છે. અને **ગાંમ્બિઆ** નદીનો પ્રદેશ બ્રિટિશ છે અને તેનું મુખ્ય શહેર **बाथर्स्ट** છે.

૨. **અપર ગિની** એ સેનીગાંબિઆની દક્ષિણનો પ્રદેશ છે. અને તે નૈજર નદીના મુખની પૂર્વે કામેરૂન પર્વત લગી ફેલાએલ છે. ગાંબિઆની દક્ષિણે **પોર્ટુગીઝ ગિની,** ને તેની દક્ષિણે **ફ્રેંચ ગિની** એવા બે સંસ્થાનો છે. ફ્રેંચ ગિનીની દક્ષિણે **સીએરાલીઓન** બ્રિટિશ સંસ્થાન છે. અને તેનું મુખ્ય શહેર **फ्री टाउन** છે. એ ઘણું સારૂં બંદર છે.

**લિબારિઆ** અમેરિકા તાબાનું સંસ્થાન છોડવેલા ગુલામ માટે સ્થાપવામાં આવ્યું છે. અને તેની રાજધાની **મનરોવિઆ** છે.

આ સંસ્થાન મૂકયા પછી ફ્રેંચના તાબાનો **આઇવરી કોસ્ટ ( હાથીદાંત આરો )** આવે છે. એ મુલક છોડયા પછી ગિનીના અખાત ઉપર અંગ્રેજી સંસ્થાન ગોલ્ડ **કોસ્ટ ( સુવર્ણઆરો )** આવે છે. અને તેનું મુખ્ય શહેર **આક્રા** મોટું બંદર છે. આ સંસ્થાનમાં ઉત્તરનો **આશાંટિ** મુલક ઇ. સ. ૧૮૯૫ માં ઉમેરવામાં આવ્યો હતો. સુવર્ણઆરાની પૂર્વે જર્મનિના તાબાનો **ટોગો લાંડ** અને તેની પૂર્વે **ડેહોમી** ફ્રેંચ તાબાનું સંસ્થાન છે, અને તેની રાજધાની **अबोमी** છે. ડેહોમીની પૂર્વે **દક્ષિણ નૈજીરિઆ** એ બ્રિટિશ સંસ્થાન છે. આ સંસ્થાનના રક્ષણ હેઠળ **સોકોટો, બોર્નુ** રાજ્યો છે. એનું મુખ્ય શહેર **लेगोस** બંદર છે.

૩. **લોઅર ગિની** એ અપર ગિનીનો મુલક મૂકયા પછી આવે છે. અને તેમાં **કામેરૂન** જર્મનિને તાબે, ફ્રેંચ કોંગો ફ્રાન્સને તાબે, **કોંગો ફ્રી સ્ટેટનો** કિનારો બેલ્જિઅમના રાજા અને બીજી પ્રજાને તાબે છે. કોંગો ફ્રી સ્ટેટનો થોડોજ ભાગ આ કિનારા પર છે પણ અંદરના ભાગમાં એ મોટું રાજ્ય છે. અને **सेंट पाल डी लोअन्डा** એ પોર્ટુગીઝ સંસ્થાનનું મુખ્ય બંદર છે.

**પર્વતઃ—कामेरुन** બિઆફ્રાના અખાત પર છે.

**નદીઓઃ-सेनिगाल, गाम्बिआ** અને **नैजर** ગિનીના અખાતને મળે છે. **कोंगो** આટલાંટિક મહાસાગરને મળે છે.

**ભૂશિરઃ--केप ब्लांको, केपवर्ड** પશ્ચિમ કિનારે, અને **फ्रिओ भूशिर** છે.

**અખાતઃ--गिनी** તેની શાખા **बेनिन** અને **बिआफ्रा** છે.

**પેદાશઃ**--રતાળુ, કેળાં, મકાઇ, બાજરી, જુવાર, ગળી, ગુંદ, કોપરેલ અને રબર છે. **નિકાસ.**--કોપરેલ, મગફળી હાથીદાંત અને રબર છે. **આયાતઃ**--સુતરાઉ કાપડ છે.

## ( ૩ ) दक्षिण आफ्रिका.

આ ભાગમાં ઘણાં બ્રિટિશ સંસ્થાનો આવેલાં છે. ફ્રિઓ ભૂશિરથી ઓરેન્જ નદી સુધીનો મુલક જર્મનિને તાબે છે. એનું મુખ્ય શહેર **विंद्याहुक** છે. જર્મન કિનારાના મધ્ય ભાગમાં **વાલફિશ** ઉપસાગર પર એક નાનું બ્રિટિશ સંસ્થાન છે.

**(૧) કેપ કોલોનિ, ( ૨ ) નાતાલ** ( ઝુલુલાંડ સહિત. ) **(૩) ટ્રાન્સવાલ, (૪) ઓરેન્જ નદીનું સંસ્થાન. (૫) બાસુટો લાંડ, (૬) સ્વાઝી લાંડ,** (૭) રોડેશિઆ એ સંસ્થાનો છે. અને **બેશુઆના લાંડ** પ્રોટેક્ટરેટ ( રક્ષણ હેઠળનો મુલક) છે. આ બધા બ્રિટિશ સંસ્થાનોનો ઉપરી એક ગવર્નર જનરલ નિમાય છે. એની રાજધાની **प्रिटोरी-आ** છે. પણ કાયદા બાંધનારી સભા **केप टाउन**માં મળે છે.

(૧) **કેપ કોલોનિ**:-પોર્ટુગીઝ લોકોએ આ ઇ. સ. ૧૪૮૬માં શોધી કહાડયો હતો. **केप टाउन** રાજધાની ટેબલ પર્વતની તળેટીમાં વેપારનું મથક છે. **किंबर्ली** હીરાની ખાણ માટે પ્રખ્યાત છે, આજે દુનિયામાં વધારેમાં વધારે હીરા આ ખાણમાંથી નીકળે છે. **पोर्ट एलिझाबेथ** અને **इस्टलंडन,** બંદરેથી હીરા, ઊન, ચામડાં, શાહમૃગનાં પીંછાં, તાંબાની કાચી ધાતુ, દ્રાક્ષ અને બીજો મેવો પરદેશ મોકલાય છે. આ દેશની મુખ્ય આયાત–અનાજ, કાપડ અને ધાતુઓ છે. પહાડો વચ્ચેના **ग्रेट कारू** મેદાનમાં વરસાદ પછી પુષ્કળ ઘાસ ઉગે છે, તેથી ત્યાં ઘેટાં અને શાહમૃગો ઉછેરવામાં આવે છે.

**(૨) નાતાલ અને ઝુલુ લાંડ સંસ્થાન:-पीटर मारिट्झ बर्ग** (૩૧૦૦૦) મુખ્ય શહેર છે. એનું મુખ્ય બંદર **डर्बन** અથવા **पोर्ट नाताल** છે. નાતાલ ઇ. સ. ૧૪૯૭ માં વાસ્કોડીગામાએ નાતાલને દિવસે શોધી કાઢયો તેથી તેનું નામ નાતાલ પાડયું, નાતાલમાં મકાઈ, આરારૂટ, ખુંદ, શેરડી, ચોખા, રૂ અને કેળાં થાય છે તેથી તે આ-ફ્રિકાનો બગીચો કહેવાય છે.

**(૩) ટ્રાન્સવાલ સંસ્થાન--वाल** નદીની ઉત્તરે આવેલું છે. **प्रिटोरिआ** (૩૬૭૦૦) તેની રાજધાની છે.

**જોહાન્સબર્ગ** (૨૩૭૦૦૦) સૌથી મોટું શહેર છે. અને તેમાં સોનાની ખાણો પુષ્કળ છે. ટ્રાન્સવાલમાં બોર લોકોની વસ્તી છે. અને તેઓ સ્વતંત્ર થવાને અંગ્રેજ સાથે લડયા પણ આખરે તેમાં તેઓ હાર્યા હતા.

(૪) **ઓરેન્જ નદીનું સંસ્થાનઃ**—ટ્રાન્સવાલની દક્ષિણે આવેલું છે. ઓરેન્જ નદી પરથી એનું નામ ઓરેન્જ પડયું છે, મુખ્ય શહેર **બ્લોમ ફાંટિન** છે. આ પ્રદેશ ઢોરને ઉછેરવા લાયક છે. નિકાસઃ-ઊન, શાહમૃગનાં પીછાં, ચામડાં, હીરા, અને સોનું છે.

(૫) **બાસુટો લાંડ**—સંસ્થાન ઓરેન્જ સંસ્થાનની પૂર્વે છે. તેમાં પુષ્કળ અનાજ થાય છે. અને ઘાસવાળી જગામાં ઢોર ઉછેરવામાં આવે છે.

(૬) **સ્વાઝીલાંડ સંસ્થાનઃ**—ઝુલુ લાંડની ઉત્તરમાં અને ટ્રાન્સવાલની પૂર્વે છે.

(૭) **રોડેશિઆ પ્રાંત**—બેશુઆના લાંડની ઉત્તરે, પૂર્વ અને પશ્ચિમ પોર્ટુગીઝ આફ્રિકાની વચ્ચે આવેલો છે. **ઝામ્બેસિ** નદી તેના **ઉત્તર રોડેશિઆ** અને **દક્ષિણ રોડેશિઆ** એવા બે ભાગ કરે છે. ઉત્તરના ભાગમાં લોકો હજુ ત્યાંના દેશી રાજાઓના હેઠળ પણ બ્રિટિશની દેખરેખ નીચે છે. અને દક્ષિણનો બધો ભાગ બ્રિટિશને તાબે છે. એ ઉત્તર ભાગમાં તાંબું મુખ્ય ખનીજ છે. અને ત્યાં વનસ્પતિની મુખ્ય પેદાશ ઇંડિઆ રબર અને સાગ છે. અને દક્ષિણ ભાગ ફળદ્રુપ છે અને તેમાં અનાજ, રૂ, તમાકુ થાય છે. **મશોનાલાંડ**માં આવેલું **સેલિસબરી** એની રાજધાની છે. **બુલવયો** એ બીજું મોટું શહેર અને વેપારનું મથક છે.

૮. **બેશુઆના લાંડ**—કેપ કોલોનિની ઉત્તરમાં બ્રિટિશ રક્ષણ હેઠળ છે. પેદાસઃ—મકાઈ અને ચામડાં છે.

**પર્વતઃ—ડ્રેકનબર્ગ.**

**નદીઓઃ—ઓરેન્જ** ડ્રેકનબર્ગમાંથી નીકળે છે. તેની શાખા **વાલ** છે અને **ઝામ્બેસિ** એ ડીલોલો સરોવરમાંથી નીકળે છે.

**ભૂશિરો:**—**કેપ ઓવ ગુડ હોપ** એ ઇ. સ. ૧૪૮૭ માં બાર્થોલોમ્યુડિઆઝે શોધી કાઢી. અને **आगुलहास** એ બંને દક્ષિણમાં છે.

## (૪) पूर्व आफ्रिका.

આ કિનારો પોર્ટુગીઝ, જર્મન, ઇટાલિઅન પ્રજાને તાબે છે.

**(૧) પોર્ટુગીઝ પૂર્વ આફ્રિકા:**—ડેલાગોઆ અખાતથી ઉત્તરે ડેલગાડો ભૂશિર સુધીનો મુલક ફીરંગીને તાબે છે. તેમાં **મોઝાંબિક** અને **સોફાલા** બે મોટા પ્રાંતો છે. **લોરન્સોમાર્ક** ડેલાગોઆ અખાત પર મોટું બંદર છે અને તે ટ્રાન્સવાલ સાથે રેલવેથી જોડાએલું છે.

**(૨) જર્મન પૂર્વ આફ્રિકા:**—એ પોર્ટુગીઝ મુલકની ઉત્તરે છે. અને તે ડેલગાડો ભૂશિરથી શરૂ થઇ ઝાંઝિબારની ઉત્તરે પેમ્બા ટાપુ સુધી પહોંચેલો છે. એનીઅંદર **किलिमाजारो** ઉંચું શિખર છે. **दारपसलाम** એ કિનારા પર રાજધાનીનું શહેર અને બંદર છે. **પેદાશ**—હાથીદાંત અને રબર છે.

**(૩) બ્રિટિશ મધ્ય આફ્રિકા પ્રોટેકટરેટ મુલક:**—ઝામ્બેસિ નદીની ઉત્તરથી ટાંગાનીકા સરોવર સુધી આવેલો છે. **ब्लेनटायर** એનું મુખ્ય શહેર છે. **निकास:**—બુંદ, મરચાં, તંમાકુ, હાથીદાંત, મગફળી, ચા, રૂ અને રબર છે. **ખનીજ:**—સોનું, લોખંડ, કોયલા અને તાંબું છે.

**(૪) બ્રિટિશ પૂર્વ આફ્રિકા:**—જર્મન આફ્રિકાની ઉત્તરેથી જુબા નદી સુધી અને પશ્ચિમમાં આલ્બર્ટ ન્યાઝા સુધી પહોંચેલું છે. એનું મુખ્ય શહેર **मोम्बासा** પૂર્વ કિનારા પરના બધા બંદરોમાં ચઢિઆતું છે. એની અંદરના ભાગમાં **युगन्डा** નામે એક પ્રોટેકટરેટ છે. યુગન્ડાથી મોમ્બાસા સુધી રેલવે બંધાઈ છે. યુગન્ડાના લોકો આફ્રિકાના બીજા લોકો કરતાં હોશિયાર છે. મુખ્ય પેદાશ:—શેરડી, બુંદ, અને તમાકુ છે.

**(૫) ઝાંઝિબાર:**—નો ટાપુ ત્યાંના સુલતાન બ્રિટિશના રક્ષણ હેઠળ છે; એ સુલતાનના તાબામાં **ઝાંઝિબાર**

અને ઉત્તરમાં **પેમ્બાનો** ટાપુ છે. તે ટાપુ **ઝાંઝિબાર** (૨૩૫૦૦૦) આફ્રિકાના પૂર્વ કિનારે સૌથી મોટું શહેર છે. ઘણા હિંદુ વેપારીઓ વેપાર માટે ઝાંઝિબાર રહે છે. **નિકાસ:**—લવિંગ, હાથીદાંત, કોપરેલ, રબર અને ગુંદર છે.

(૬) **સોમાલી લાંડ:**—બ્રિટિશ પૂર્વ આફ્રિકાના ઉત્તરમાં એડનના અખાત સુધી આવેલો છે. ત્યાં વસતા સોમાલી લોક પરથી સોમાલી કહેવાય છે. **બ્રિટિશ સોમાલી લાંડ**ની રાજધાની **બર્બેરા** અને **ફ્રેંચ સોમાલી લાંડ**ની રાજધાની **જીબુટી** છે. **પેદાશ:**—હાથીદાંત, ચામડાં, ગરમ મશાલો અને ગુંદર છે.

(૭) **ઇરિટ્રિઆ:**—નામનો ઇટાલીના તાબાનો મુલક ફ્રેંચ સોમાલી લાંડની ઉત્તરમાં છે. એની રાજધાની **મેસોઆ** રાતા સમુદ્ર પર બંદર છે. મીઠું એ મુખ્ય નિકાસ છે અને તે પાસેના આબિસિનિઆમાં મોકલવામાં આવે છે.

(૮) **આબિસિનિઆ:**—ની રાજધાની **એડિસ અબીબા** છે.

**ખનીજો:**—મીઠું, સુરોખાર, ગંધક અને રૂપું છે. **પેદાશ:**—એના ગરમ ભાગમાં શેરડી, રૂ, બુંદ, ગળી અને કેળાં થાય છે.

**પર્વત:**—**કિલિમાન્જારો** ઝાંઝિબારની પશ્ચિમે છે.

**નદીઓ:**—**ઝામ્બેઝિ** અને **જુબા** નદી છે.

**સરોવર:**—**ન્યાસા, વિક્ટોરિઆ ન્યાઝા, આલ્બર્ટ ન્યાઝા, બેંગ્વેલો,** અને **ટાંગાનીકા.**

**અખાત:**—**ડેલાગોઆ** ઉપસાગર, **સોફાલા** ઉપસાગર, **એડનનો** અખાત અને **મોઝાંમ્બિક** ખાડી છે.

**ભૂશિર:**—**ડેલગાડો** ભૂશિર પૂર્વમાં છે. અને **ગ્વાર્ડાફૂઇ** છેક પૂર્વ બિંદુ છે.

## ( ૫ ) આફ્રિકાના ટાપુઓ.

આફ્રિકાની આજુબાજુના ટાપુઓ જુદી જુદી યુરોપિઅન પ્રજાના તાબામાં છે. એમાંના કેટલાકમાં જવાળામુખી પર્વત છે.

(૧) **अझोर्स** ટાપુ ઉત્તરમાં પોર્ટુગાલને તાબે છે. આ નવ ટાપુઓ છે. તે મેવા, નારંગી, દારૂ માટે પ્રખ્યાત છે.

(૨) **मडीरा** ટાપુ મોરોક્કોના પૂર્વ કિનારા પર પોર્ટુગાલને તાબે છે. એની સારી હવાને લીધે કેટલાકો શિઆળામાં ત્યાં જઈ રહે છે. એની મુખ્ય નિકાશ દારૂ, ખાંડ અને મેવો છે.

(૩) **कनेरी** ટાપુ મડીરાની દક્ષિણે સ્પેનને તાબે છે. મુખ્ય ટાપુ **टेनेरिफ** છે અને તેમાં **टेनेरिफ** જવાળા મુખી પર્વત છે.

(૪) **केप वर्ड** ટાપુ કેપ વર્ડ ભૂશિરની પશ્ચિમે પોર્ટુગાલને તાબે છે.

(૫) **फर्नान्डोपो** ગિનીના અખાતમાં ઘણા ટાપુમાંનો એક મોટો ટાપુ સ્પેનને તાબે છે. **प्रिन्सेस** બેટ અને **सेंट टोमस** પોર્ટુગાલને તાબે, અને **आनाबोन** સ્પેનને તાબે છે.

(૬) **सेंटहेलीना** અને **एसेन्सन** એ બે બ્રિટિશ ટાપુઓ આટલાંટિક મહાસાગરમાં છે. સેંટહેલીનામાં બોર સરદાર ક્રોંજીને અને નેપોલીઅનને કેદ કરવામાં આવ્યા હતા. નેપોલીઅન બોનાપાર્ટ આ ટાપુમાં ઇ. સ. ૧૮૨૧ માં મરી ગયો હતો.

(૭) **माडागारकर** નો મોટો ટાપુ ફ્રાન્સને તાબે હિંદી મહાસાગરમાં આવેલો છે. એની રાજધાની **तामानारीबो** છે. એમાં ઉત્તર દક્ષિણ જવાળામુખી પર્વત આવેલા છે. નિકાસ—સોનું, વેનીલા, ચોખા, ઢોર, ઇંડિઆ રબર, ચામડાં, ગુંદ, ખાંડ અને ઇમારતી લાકડું છે.

(૮) **बुर्बोन** અથવા **रीयुनीअन** માડાગાસ્કરની પૂર્વમાં આવેલો છે. અહીંથી ખાંડ પરદેશ પુષ્કળ જાય છે, અને **कोमोरो** ટાપુ માડાગાસ્કરની ઉત્તરમાં આવેલો છે. તે બંન્ને ફ્રાન્સને તાબે છે.

(૯) **मोरिशिअस** ટાપુ માડાગાસ્કરની પૂર્વે બ્રિટિશ સંસ્થાન છે. એનું મુખ્ય શહેર **पोर्ट लुई** છે. આ આખા ટાપુમાં શેરડીજ પકવવામાં આવે છે અને ખાંડ હિંદુસ્તાન

મોકલવામાં આવે છે. અહીંની ખાંડ એ ટાપુના નામ પરથી મોરસ ખાંડ કહેવાય છે. **રોડ્રિગ્સ** નામનો એક નાનો ટાપુ મોરિશિઅસના તાબામાં છે.

(૧૦) **સૈચલ** બેટ મોરિશિઅસની ઉત્તરે બ્રિટિશ સંસ્થાન છે. આમાં નાના મોટા ૮૯ ટાપુ છે. નિકાસ—નાળિએર અને કોપરેલ છે.

(૧૧) **સોકોટ્રા** બ્રિટિશ તાબાનો ટાપુ ગ્વાર્ડાફુઈ ભૂશિરની ઇશાનમાં છે. એ મુંબઇ સરકારની દેખરેખ નીચેનો ટાપુ છે. નિકાસ—એળીઓ છે.

---

# (४) अमेरिका खंड.

**એશિઆ, યુરોપ,** અને **આફ્રિકા** આ ત્રણ ખંડો પૃથ્વીના **પૂર્વગોળાર્ધ**માં આવેલા છે, અને તે **જુની દુનિયા** કહેવાય છે. આ નવો ખંડ અમેરિકા **પશ્ચિમ ગોળાર્ધ**માં છે, તે કોલમ્બસે ઇ. સ. ૧૪૯૨ માં શોધી કાઢયો તેથી તે **નવી દુનિયા** કહેવાય છે. પૂર્વ ગોળાર્ધમાં વચ્ચે ભૂમધ્ય સમુદ્ર છે તેમ પશ્ચિમ ગોળાર્ધમાં અમેરિકાના બે ભાગની વચ્ચે **કારિબિઅન સમુદ્ર** અને **મેક્સિકોનો** ઉપસાગર છે.

**સીમાઃ**—પૂર્વે **આટલાંટિક** અને પશ્ચિમે **પાસિફિક મહાસાગર** એમ બે મોટા મહાસાગર વચ્ચે અમેરિકા ખંડ આવેલો છે. એ ખંડની ઉત્તરે **ઉત્તર મહાસાગર** અને દક્ષિણે **દક્ષિણ મહાસાગર** છે.

**વિભાગઃ**—એ ખંડના ઉત્તર અને દક્ષિણ અમેરિકા એમ બે ભાગ છે. અને બન્નેની વચ્ચે **પાનામાની** સંયોગીભૂમિ ખોદીને સુએઝની નહેર માફક તેની નહેર કરવામાં આવેલ છે. એનો ઉત્તરનો ભાગ **ઉત્તર અમેરિકા** અને દક્ષિણનો ભાગ **દક્ષિણ અમેરિકા** કહેવાય છે.

—:o:—

# उत्तर अमेरिका.

## सामान्य वर्णन.

**સીમાઃ**—ઉત્તરે **ઉત્તર મહાસાગર**; પશ્ચિમે અને દક્ષિણે **પાસિફિક મહાસાગર** અને પૂર્વે **કારિબિઅન સમુદ્ર** અને **આટલાંટિક** મહાસાગર છે.

| વિભાગો. | મુખ્ય શહેરો. | શહેરની વસ્તી. |
|---|---|---|
| ૧ ગ્રીનલાંડ | જુલીયનશાબ... | |
| ૨ બ્રિટિશ ઉત્તર અમેરિકા | ઓટાવા | ... ૮૭,૦૦૦ |
| ૩ ન્યુ ફાઉન્ડ લાંડ | સેંટજોન | ... ૩૨,૦૦૦ |
| ૪ યુનાઇટેડ સ્ટેટ્સ | વાશિંગ્ટન | ... ૩,૩૧,૦૦૦ |
| ૫ મેકિસકો ... | મેકિસકો | ... ૪,૭૦,૦૦૦ |
| ૬ મધ્ય અમેરિકા | ગ્વાટેમાલા | ... ૯૦,૦૦૦ |
| ૭ વેસ્ટ ઇન્ડીઝના ટાપુઓ. | હાવાના | ... ૩,૧૯,૦૦૦ |

**પર્વતોઃ**–**રોક્ી** પર્વત પશ્ચિમે છે. એની સામાંતરે પશ્ચિમના કિનારા પર. મધ્ય ભાગમાં **केस्केड** અને દક્ષિણના ભાગમાં **सिय़रा नीवेडा** પર્વતો આવેલા છે. અને **संट इलीआस** શિખર અલાસ્કામાં છે. અને **ओरिझाबा** અને **पोपे केटि पेटल** મેકિસકોમાં જવાળામુખી છે. **एपेलेशिअन** પર્વત દક્ષિણમાં છે.

**નદીઓઃ**—**युकोन, कोलम्बिआ, कोलो राडो** આ ત્રણ નદીઓ રોકી પર્વતમાંથી નીકળી પાસિફિક મહાસાગરમાં પડે છે. **माकेन्झी** અને **नेसनल** અથવા **ससकेट चेवन** આ બે મોટી નદીઓ ઉત્તર મહાસાગરમાં પડે છે. તેમાં નેલસન નદી વિનિપેગના સરોવરમાંથી નીકળી હડસનના અખાતમાં પડે છે. **सेंट लारेन्स** મિસિસિપિના મુળ પાસેથી નીકળી સુપીરિઅર સરોવરમાં દાખલ થઈ સેંટ લોરેન્સના અખાતમાં પડે છે. **मिसिसिपि** નદી એક સરોવરમાંથી નીકળી મેકિસકોના અખાતમાં પડે છે. માર્ગમાં સેંટ લુઇ આગળ **मिसुरी** નદી રોકી પર્વતમાંથી નીકળી

આવી એને મળે છે. મિસુરિ નદી મિસિસિપિ કરતાં લાંબી છે. પશ્ચિમમાંથી **रेड** નદી અને **अरकनसास** અને પૂર્વમાંથી **ओहिओ** નદી એને મળે છે. **रिओग्रांड डेल नार्टे** નદી યુનાઇટેડ સ્ટેટ્સ અને મેકિસકો એ બે રાજ્ય વચ્ચેની સરહદ પર આવેલી છે અને તે મેકિસકોના અખાતમાં પડેછે.

**ધોધ;–निआगरा ધોધ** મધ્ય ભાગમાં આવેલો છે. અને તેનો અવાજ ત્રીસ સાલીસ માઇલ સુધી સંભળાય છે.

**સરોવરઃ—सुपीरिअर** દુનિયામાં સૌથી મોટામાં મોટું મીઠા પાણીનું સરોવર છે. **हयुरोन, परी, आन्टारिओ** એ બધા કાનડા અને યુનાઇટેડ સ્ટેટ્સ વચ્ચે છે. **ग्रेट बेर, ग्रेट स्लेव, आथाबास्का** અને **विनिपेग** એ ચાર મોટાં સરોવર કાનડામાં છે. **मिशिगन** યુનાઇટેડ સ્ટેટ્સમાં છે. **ग्रेट साल्ट** યુનાઇટેડ સ્ટેટસમાં રોકી પર્વતની પશ્ચિમે છે.

**સમુદ્રઃ–कारिबिअन** સમુદ્ર ગ્રેટ આંટિલિસ નામના વેસ્ટ ઇંડીઝના ટાપુ અને દક્ષિણ અમેરિકા વચ્ચે મોટો સમુદ્ર છે. **वेहरींग** અલાસ્કા સમુદ્ર અને સૈબીરિઆ વચ્ચે છે.

**ખાડી–युकाटन चानल** યુકાટન અને કયુબાની વચ્ચે છે.

**અખાત તથા ઉપસાગર—हडसननो** ઉપસાગર લાબ્રાડોરની પશ્ચિમે, **बाफिन** ઉપસાગર ગ્રીનલાંડની પશ્ચિમે **सेन्ट लारेन्स** અખાત સેન્ટ લારેન્સ નદીના મુખ આગળ છે. **फन्डी** અખાત નોવા સ્કોશિઆ અને ન્યુબ્રન્સ્વિક વચ્ચે છે. **मेक्स्को** અખાત મેકિસકોની પૂર્વે છે અને તે પાણી **गल्फ स्ट्रीम** તરીકે ફ્લોરિડાની ખાડીમાંથી બહાર નીકળી આટલાંટિક મહાસાગરમાં જુદી નદી તરીકે વહે છે. **कालिफोर्निआ** પશ્ચિમ કિનારે મેકિસકોની પશ્ચિમે છે.

**સામુદ્રધુની–हडसन**ની સામુદ્રધુની હડસનના ઉપસાગર અને આટલાંટિક મહાસાગરને જોડે છે. **डेविस** ની સામુદ્રધુની બાફિન ઉપસાગર અને આટલાંટિક મહાસાગરને જોડે છે, **बेलीआइल** ની સામુદ્રધુની લાબ્રાડોર અને ન્યુ-

ફાઉંડલાંડ વચ્ચે છે. **बेरिंग** ની સામુદ્રધુની અમેરિકા અને એશિઆ ખંડની વચ્ચે છે.

**ભૂશિર—फेरवेल** ભૂશિર ગ્રીન લાંડની દક્ષિણે; **रेस** ભૂશિર ન્યુ ફાઉન્ડલાંડની દક્ષિણે; **सेबल** ભૂશિર નોવા સ્કોશિઆની દક્ષિણે; **कॉड** ભૂશિર યુનાઇટેડ સ્ટેટસના કિનારા પર, અને **सेबल** ભૂશિર ફ્લોરિડાની દક્ષિણે છે. **प्रिन्स ओव-वेल्स** ભૂશિર બેરિંગની સામુદ્રધુની પર છે.

**દ્વીપકલ્પ—लाब्राडोर, नोवा स्कोशिआ** પૂર્વમાં; **फलोरिडा** અને **युकाटन** દક્ષિણમાં છે. **अलास्का** વાયવ્યમાં, **लोअर कालिफोर्निआ** નૈરૃત્યમાં છે.

**ટાપુઓ—ग्रीनलांड** ઇશાનમાં છે. **न्यू फाउन्डलांड** લાબ્રાડોરની અગ્નિ ખુણામાં છે. **केप ब्रिटन** ટાપુ અને **प्रिन्स एडवर्ड टापु** સેંટ લારેન્સના અખાતમાં છે, **वेस्ट इन्डीझ** ટાપુઓ ઉત્તર અને દક્ષિણ અમેરિકા વચ્ચે છે. **वानकूवर, क्वीन शार्लोट** પશ્ચિમ કિનારે છે.

**રાજ્યઃ**—ઉત્તર અમેરિકાનો ઘણો ભાગ બે મોટાં રાજ્યો બ્રિટિશ અને યુનાઇટેડ સ્ટેટસની વચ્ચે વહેંચાએલો છે અને દક્ષિણમાં મધ્ય અમેરિકામાં નાનાં સ્વતંત્ર પ્રજાસતાક રાજ્ય છે. યુનાઈટેડ સ્ટેટસ પૃથ્વી પર મોટામાં મોટું પ્રજાસતાક રાજ્ય છે. બ્રિટિશ મુલ્કનું રાજ્ય સ્વતંત્રતા ભોગવતા સંસ્થાનો પ્રમાણે ચાલે છે. વેસ્ટ ઇંડીઝમાં જે ટાપુઓ છે, તેમાંના થોડા ફ્રાન્સને, થોડા ડેન્માર્કને, અને કેટલાક ઇંગ્લાંડને તાબે છે.

## (૧) ग्रीन लांड.

આ ટાપુ ડેન્માર્કના તાબાનું સંસ્થાન છે. તેમાં **जुलीअनशाब** શહેર છે. એના ઘણા ભાગ પર બરફ પડી રહે છે, અને ઉનાળામાં એ ઉપર કંઈક લીલોતરી ઉગે છે તેથી તે લીલો ટાપુ પણ કહેવાય છે. તે મુંબઇ ઇલાકા કરતાં ચાર ગણો મોટો છે.

## (૨) ब्रिटिश उत्तर अमेरिका.

અલાસ્કા યુનાઇટેડ સ્ટેટસના તાબાનો પ્રાંત, અને ન્યુ

ફાઉન્ડલાંડ અને લાબ્રાડોરનું એક બ્રિટિશ સંસ્થાન બાદ કરતાં ઉત્તરનો મુલક **કાનડાનું રાજ્ય** નામે ઓળખાય છે અને તે એક બ્રિટિશ સંસ્થાન છે.

**શહેરો:—क्वीबेक** એજ નામના પ્રાંતની રાજધાની છે. **ओटावा** તેજ રાજ્યની રાજધાની ઓટાવા નદી ઉપર છે. એમાં પાર્લામેન્ટનાં મકાન ઘણાં સારાં છે. **मोन्ट्रीअल** કાનડામાં સૌથી મોટું શહેર અને બંદર છે. **विनिपेग** માનિટોબા પ્રાંતની રાજધાની ઘઉંના વેપાર માટે પ્રખ્યાત છે. **टोरोन्टो** કાનડામાં યુનિવર્સિટીનું સ્થાન છે. **विक्टोरिआ** બ્રિટિશ કોલંબિઆ પ્રાંતની રાજધાની વાનકૂવર ટાપુની દક્ષિણે છે. **हालिफास्क** નોવા સ્કોશિઆમાં નૌકાસ્થળનું બંદર છે.

**પર્વતઃ-रोकी** આખા પશ્ચિમ કિનારા પર પથરાએલો છે.

**સરોવરઃ—सुपीरिअर, ह्युरोन, एरी, ओन्टारिओ, ग्रेट बेर, ग्रेट स्लेव, आथाबास्का** અને **विनिपेग** છે.

**નદીઓ:—सेंट लारेन्स, नेलसन** નદી હડસન અખાતમાં પડે છે. **माकेन्झी** ગ્રેટ સ્લેવ અને ગ્રેટ બેર સરોવરમાંથી નીકળે છે.

**દ્વીપકલ્પ:—लाब्राडोर** અને **नोवा स्कोशिआ.**

**ભૂશિર—सेबल,** અને **रेस.**

**સમુદ્ર;—कारिबिअन** સમુદ્ર અને **बेहरिंग**નો સમુદ્ર.

**અખાત અને ઉપસાગર,—बाफिन, हडसन** અને **सेंट लारेन्स.**

**સામુદ્રધુની;—डेविस, हडसन** અને **बेलीआइल.**

**ટાપુઓ—केप ब्रिटन, प्रिन्स एडवर्ड, वानकुवर, क्वीन शार्लाट,**

આ રાજ્ય નાનાં નાનાં "સેલ્ફ ગવર્નિંગ" (પોતાની મેળે રાજ્ય ચલાવતાં) સંસ્થાનોનું બનેલું છે. બધાં સંસ્થાનોને માટે એક ઉપરી ગવર્નર જનરલ નીમવામાં આવે છે. પણ કાયદા બાંધવાની બધી સત્તા આખા રાજ્યને માટે ચુંટાએલી પાર્લામેન્ટને સોંપવામાં આવેલી છે. ત્યાં ક્વીબેકથી વાનકૂવર સુધી રેલવે છે.

**પેદાશ**—ઇમારતી લાકડું, ઘઉં, કેરોસીન, લોખંડ, તાંબું, નિકલ, અને સોનું ઉત્પન્ન થાય છે.

## (૩) न्यू फाउन्ड लांड.

**શહેર—सेन्टजोन** રાજધાની અગ્નિ ખુણામાં છે.

આ પહાડી ટાપુ મુંબઈ ઇલાકાના કરતાં સહેજ મોટો છે. કાનડાના રાજ્યથી આ સંસ્થાન જુદું છે. આ સંસ્થાનના ટાપુના ગવર્નરની દેખરેખ નીચે લાબ્રાડોર દ્વીપકલ્પ છે. આ ટાપુ ખાસ કૉડ નામની માછલીને માટે પ્રખ્યાત છે. અહીંની હવા ધુમસવાળી છે, અને ત્યાં બરફના ડુંગરા છે.

## (૪) युनाइटेड स्टेट्स.

કાનડાની દક્ષિણમાં યુનાઇટેડ સ્ટેટ્સ નામનું મોટું પ્રજા સત્તાક રાજ્ય લગભગ યુરોપખંડ જેવડું છે. એ ઘણાં નાનાં રાજ્યોનું રાજ્ય બનેલું છે, તેથી યુનાઇટેડ સ્ટેટ્સ કહેવાય છે.

**શહેરો—वोशिंगटन** રાજધાની દુનિયાનાં રમણીય શહેરોમાંનું એક છે. અહીં કોંગ્રેસ મળે છે. અને પ્રેસિડેન્ટ (અધ્યક્ષ) પણ અહીં રહે છે. **न्युयॉर्क** (૪૭૦૦૦૦૦) અમેરિકામાં સૌથી મોટું અને દુનિયામાં લંડનથીજ ઉતરતું શહેર અને બંદર છે. ત્યાંનાં ઘરો ૨૦ થી ૨૫ માળ ઉંચા છે, અને આ શહેર હુન્નરનાં કારખાનાં માટે પ્રસિદ્ધ છે. **फिलाडेल्फिआ** પેન્સિલ્વેનિઆ રાજ્યની રાજધાની છે, આ રાજ્યમાંથી પુષ્કળ કેરોસીન તેલ નીકળે છે, **ब्रुक्लिन** આ શહેર અને ન્યુયોર્કની વચ્ચે દુનિયામાં સૌથી મોટો ઝુલતો પુલ ૬૦૦૦ ફૂટ લાંબો અને ૮૫ ફૂટ પહોળો છે. **शिकागो** (૨૧૦૦૦૦૦) મિશિગન સરોવર પર ઘઉં, ઇમારતી લાકડાં, અને લોખંડના સામાનની બનાવટનું મુખ્ય મથક છે. ત્યાં એક યુનિવર્સિટિ છે, અને એ સંગ્રહસ્થાનને માટે પ્રખ્યાત છે. **सान फ्रान्सिस्को** પાસિફિક મહાસાગર પર મોટું શહેર છે. આ શહેરનો ઘણો ભાગ ઇ. સ. ૧૯૦૭ માં ધરતીકંપને લીધે નાશ પામ્યો હતો.

**પર્વતો:—रोकी** પશ્ચિમમાં છે.

**સરોવરઃ—मिशिगन** ઉત્તરમાં અને **ग्रेट सोल्ट** પશ્ચિમમાં છે.

**દ્વિપકલ્પઃ—फलोरिडा** દક્ષિણમાં અને **आलास्का** વાયવ્યમાં છે.

**ભૂશિરઃ—कॉड** પૂર્વ કાંઠે છે. **केप सेबल** ફ્લોરિડાની દક્ષિણે છે.

**નદીઓઃ—मिसिसिपि** એ ઉત્તરના સરોવરમાંથી નીકળી મેક્સિકો અખાતને મળે છે. પશ્ચિમ તરફથી **मिसुरि** નદી રોકી પર્વતમાંથી નીકળી મધ્ય ભાગમાં મિસિસિપિને મળે છે, આગળ જતાં **रेड नदी** તેને મળે છે અને પૂર્વ તરફથી **ओहिओ** નદી પણ મિસિસિપિને મળે છે. **रीओ ग्रान्ड डलनार्ट** રોકીમાંથી નીકળી મેક્સિકોના અખાતમાં પડે છે; અને **कोलोराडो** કાલિફોર્નીઆના અખાતમાં પડે છે; અને **कोलम्बिआ** પશ્ચિમે પાસિફિક મહાસાગરમાં પડેછે.

**અખાતઃ—मेक्सिको** પૂર્વમાં છે.

ઇ. સ. ૧૭૭૬ માં આ સંસ્થાનો પોતાની માતૃભૂમિથી છુટા પડી તેઓએ એક મોટું પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું. ઇંગ્લાંડની માફક આ દેશમાં હુન્નરનાં કારખાનાં ઘણાં છે. કારણ જે ત્યાં ખનીજો પુષ્કળ નીકળે છે. મેક્સિકોના અખાત પરના ગરમ દેશોમાં રૂ વધારે પાકે છે, અને તે હિંદુસ્તાનના રૂથી ઉંચું ગણાય છે, ખેતીના પાકમાં મકાઇનો મુખ્ય પાક છે, અને તેથી ઉતરતો ઘઉંનો પાક છે.

**ખનીજઃ**—તાંબું, લોખંડ, કોયલા, રૂપું, સીસું, સોનું અને કેરોસીન છે.

**નિકાસઃ**—ઘઉં, લોટ, રૂ, લોખંડ, પોલાદનો સામાન તમાકુ, ઇમારતી લાકડું અને કેરોસીન છે.

**આયાતઃ**—રેશમ, ચામડું, ઊનનું કાપડ, ખુંદ અને ખાંડ છે.

**પરદેશી સંસ્થાનોઃ—ક્યુબા** અને **પોર્ટોરિકો** વેસ્ટ ઇંડિઝમાં છે. **ફિલિપાઇન** ઇસ્ટ ઇન્ડીઝમાં છે. અને **હવાઈ** પોલીનીશિઆમાં છે. વાયવ્યમાં આવેલો **આલાસ્કા** પ્રાંત આ રાજ્યે ઇ. સ. ૧૮૬૭ માં રશિઆ પાસેથી વેચાતો લીધો હતો.

## (५) मेक्सिको.

મેક્સિકોનું પ્રજા સત્તાક રાજ્ય યુનાઇટેડ સ્ટેટ્સની દક્ષિણમાં છે.

**શહેરોઃ**—**मेक्सिको** રાજધાની ૭૦૦૦ ફુટની ઉંચાઇએ છે, **वेराक्रुझ** મેક્સિકોના અખાત પર બંદર છે. અને ત્યાંથી રૂપું ઘણુંજ બહાર ગામ જાય છે.

**પર્વતઃ**—**रोकी** પશ્ચિમ કાંઠે છે.

**દ્વીપકલ્પ**—**युकाटन** પૂર્વમાં છે અને **लोअर कालिफोर्निआ** પશ્ચિમે છે.

**નદીઓઃ**—**रीओ ग्रान्ड डल गार्ट** મેક્સિકોના અખાતમાં પડે છે.

**અખાતઃ**—**मेक्सिको** મેક્સિકોની પૂર્વે છે. અને **कालिफोर्निआनो** અખાત મેક્સિકોની પશ્ચિમે છે.

**પેદાસઃ**—ગુંદ, રૂ, શેરડી તમાકુ, મકાઇ, ઘઉં, જવ, દ્રાક્ષ, વેનીલા અને દરેક જાતનો મેવો છે. **ખનીજોઃ**—રૂપું, સોનું, તાંબું, સીસું, પારો, લોખંડ અને કોયલા છે. **નિકાસઃ**—સોનું, રૂપું, ગુંદ, ચામડાં, ઇમારતી લાકડાં, વેનીલા રંગવાના પદાર્થો, તમાકુ અને ખાંડ છે. **આયાતઃ**—સુતરાઉ કાપડ, લોખંડ અને લોખંડનો સામાન છે.

## (६) मध्य अमेरिका.

આ મધ્ય ભાગમાં સ્પેનિશ ભાષા બોલનારાં પ્રજાસત્તાક રાજ્યો સાત નીચે પ્રમાણે છે.

| રાજ્ય. | મુખ્ય શહેરો. | શહેરની વસ્તી. |
|---|---|---|
| ૧ ગ્વાટેમાલા ... | ગ્વાટેમાલા ... | ૯૦,૦૦૦ |
| ૨ હોન્ડુરાસ ... ... | ટેગુસીગાલ્પા ... | ૨૨,૦૦૦ |
| ૩ બ્રિટિશ હોન્ડુરાસ | બેલીઝ ... ... | ૧૦,૦૦૦ |
| ૪ કોસ્ટારિકા... ... | સાનજોસ ... | ૧,૨૧,૦૦૦ |
| ૫ સાલ્વાડોર ... | સાલ્વાડોર ... | ૬૦,૦૦૦ |
| ૬ નિકારાગુઆ ... | માનાગુઆ ... | ૩૫,૦૦૦ |
| ૭ પાનામા ... ... | પાનામા... ... | ... ... |

**સમુદ્રઃ**—**कारिबिअन** પૂર્વમાં છે.

**નિકાસઃ**—ખુંદ, સોનું, રૂપું. ગળી, રબર, ચામડાં, રંગના પદાર્થો લાગવુડ અને મેહાગની છે. અને **આયાત** સુતરાઉ કાપડ છે.

## (૭) वेस्ट इन्डीझना टापुओ.

વેસ્ટ ઇન્ડીઝના ટાપુઓ પૂર્વ કિનારે કારિબિઅન સમુદ્રમાં ઉત્તર અને દક્ષિણ અમેરિકા વચ્ચે આવેલાં છે.

(૧) **ગ્રેટર આંટિલિસઃ**—એમાં **क्युबा, हाइटी, पोर्टो रिको, जमैका** ચાર ટાપુઓ છે. તેમાં **क्युबा** અને **पोर्टो रिको** યુનાઇટેડ સ્ટેટસને તાબે છે. અને તેની રાજધાની **हावाना** સિગારેટને માટે પ્રખ્યાત છે. **हाइटी** ક્યુબાની પૂર્વમાં સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય છે. **जमैका** ટાપુ બ્રિટિશ સંસ્થાન છે. **किंग्स टाउन** એની રાજધાની છે. ત્યાંનો રમ દારૂ વખણાય છે. **મુખ્ય પેદાશઃ**—ખુંદ, કેકાઉ છે.

(૨) **લેસર આંટિલિસઃ**—ગ્રેટર આંટિલિસની પૂર્વમાં આવેલો છે અને તેના બે ભાગ છે.

(૧) **विंडवर्ड** દક્ષિણ અમેરિકાના કિનારા પર છે. તેમાં **बार्बेडोझ, सेन्ट लुशीआ, सैंट विन्सेन्ट, ग्रेनेडा,** અને **टोबागो,** મુખ્ય ટાપુઓ છે. એમાંનું બાર્બેડોઝ જુદું બ્રિટિશ સંસ્થાન છે. અને ટોબાગો ટ્રિનિડાડના તાબાનું સંસ્થાન છે. સેંટ વિન્સેન્ટ, સેન્ટલુશિઆ, અને ગ્રેનેડા એ ત્રણ ટાપુનું એક બ્રિટિશ સંસ્થાન છે. અને તેમાં **ग्रेनेडा** રાજધાનીનો ટાપુ છે. (૨) **लीवर्ड** ઉત્તરના ટાપુ છે. અને તેમાં **डोमिनिका** મોટામાં મોટો છે. **आंटिगुआ, सैंट किट्स, मोटा सिरात** અને **वर्जीन** ટાપુ છે. આ પાંચ મળીને એક બ્રિટિશ સંસ્થાન છે.

(૩) **ट्रिनिडाड** નામનો બ્રિટિશ ટાપુ છેક દક્ષિણ અમેરિકાની પાસે આવેલો છે, ખાંડ અને કેકાઉ તેની મુખ્ય પેદાશ છે. એની અંદર ૧૧૦ એકરનું પીચ ( ડામરનું) સરોવર છે.

(૪). **बहामा** બ્રિટિશના તાબાનો ટાપુ ઉત્તરમાં છે. એની

રાજધાની **નાસો** ન્યુ પ્રોવિડન્સ ટાપુ પર છે. **પેદાસ**–વાદળી, મીઠું અને હેમ્પ છે.

(૫) **बर्म्युडा** નામના પરવાળાના બ્રિટિશ ટાપુ યુનાઇટેડ સ્ટેટ્સની પૂર્વમાં છે. તેની રાજધાની **हेमिल्टन** નૌકા સૈન્યનું સ્થળ છે.

(૬) **ग्वाडेलूप** ડોમિનિકાની ઉત્તરમાં અને **मार्टिनिक** દક્ષિણમાં ફ્રાન્સને તાબે છે.

(૭) **सेन्ट टोमस** અને **सांटाक्रूझ** વર્જીન ટાપુમાં ડેન્ડમાર્કને તાબે છે.

(૮) **कुराकोआ** અને **वेनेझुइला** કિનારા પરના નાના થોડા ટાપુ નેધર્લાંડને તાબે છે.

---

## दक्षिण अमेरिका.

### સામાન્ય વર્ણન.

**સીમાઃ**—ઉત્તરે **કારિબિઅન** સમુદ્ર, પશ્ચિમે **પાસિફિક** મહાસાગર અને પૂર્વે **આટલાંટિક** મહાસાગર છે.

| દેશ. | રાજધાની. | શહેરની વસ્તી. |
|---|---|---|
| (૧) કોલંબિઆ | બોગોટા | ૧,૨૧,૦૦૦ |
| (૨) ઇકવેડોર ... | કિવટો ... | ૭૦,૦૦૦ |
| (૩) પેરૂ ... | લીમા ... | ૧,૪૦,૦૦૦ |
| (૪) ચિલી ... | સાંટિઆગો... | ૩,૩૨,૦૦૦ |
| (૫) આર્જેન્ટૈના... | બુએનોસએરીસ | ૧૩,૦૦,૦૦૦ |
| (૬) યુરૂગ્વે ... | મોન્ટીવિડીઓ | ૩,૫૨,૦૦૦ |
| (૭) પારાગ્વે ... | એસેનશન | ૮૦,૦૦૦ |
| (૮) બોલિવિઆ | લાપાઝ | ૭૯,૦૦૦. |
| (૯) બ્રાઝિલ | રિઓ ડી જાનેરો | ૬,૭૫,૦૦ |
| (૧૦) ગિઆના ... | જ્યોર્જ ટાઉન | ૪૯,૦૦૦ |
| (૧૧) વેનેજુઇલા... | કારાકાસ | ૩,૦૦૦ |
| (૧૨) ફાકલાંડ ટાપુ | સ્ટેન્લી | ... |

**પર્વતો**:—**आन्डीझ** પર્વત પશ્ચિમ કિનારે પાનામાની સંયોગિભૂમિથી દક્ષિણે હોર્ન ભૂશિર સુધી આવેલો છે, એની અંદર ૧૩૦ બળતા અને ઘણા અસ્ત થએલા જવાળામુખી છે, એના ઉંચા શિખરો **आकोनूकागुआ** ચિલીમાં; **सोराटा** અને **इलिमानी** બોલિવિઆમાં, **कोटोपाक्सि** અને **चिंबोरोझो** ઈકવેડોરમાં છે. કોટોપાક્સિ મોટો બળતો જવાળામુખી છે, આમાંના કેટલાંક શિખરો પર બરફ રહે છે.

**મેદાન**:—આન્ડીઝ પર્વત અને પૂર્વ કિનારા વચ્ચેના મેદાનના ત્રણ ભાગ થઇ શકે છે. (૧) ઉત્તરમાં ઓરિનીકો નદીનો પ્રદેશ ઉંચા ઘાસનો મુલક છે તે **लानोस** કહેવાય છે. (૨) આમાઝોન નદીનો પ્રદેશ ઘાડા જંગલોથી ભરપૂર છે તે **सेल्वोस** કહેવાય છે (૩) આ જંગલવાળા પ્રદેશની દક્ષિણે લાપ્લાટા નદીનો પ્રદેશ છે અને તેમાં નાનું ઘાસ થાય છે. તે મેદાનને **पाम्पास** કહે છે.

**નદીઓ**:—**ओरिनीको** ગિઆનાના દક્ષિણ ભાગમાંથી નીકળી દરીઆમાં પડે છે. **आमाझोन** આન્ડીઝ પર્વતમાંથી નીકળી પશ્ચિમથી પૂર્વમાં આવેલી છે. તે દુનિયામાં લાંબામાં લાંબી નદી નથી પણ ઉંડાઇ અને પહોળાઇમાં મોટામાં મોટી નદી છે એમાં હંમેશાં રેલ ચઢે છે. ઉત્તરમાંથી **रिओ नीग्रो** અને દક્ષિણમાંથી **मडीरा** એ બંને આમાઝોનને મળનારી નદીઓ છે. **टोकांटिस** બ્રાઝિલમાંથી નીકળી સીધી ઉત્તરમાં વહે છે. એને **आराग्वे** નદી મળે છે. **सानफ्रान्सिस्को** બ્રાઝિલના અગ્નિ ખુણામાંથી નીકળી ઉત્તરમાં આટલાંટિક તરફ વહે છે. **पाराना** નદી બ્રાઝિલમાંથી નીકળી નૈઋત્ય તરફ વહે છે. રસ્તામાં એને બ્રાઝિલના મેટો ગ્રોસોના પર્વતમાંથી નીકળનારી **पाराग्वे** મળે છે. આ બંને નદી પછી **लाप्लाटा** નામે આટલાંટિક મહાસાગરમાં પડે છે.

**સરોવરો**:—**माराकाइबो** વેનેઝુઇલામાં છે. **टिटिकाका** બોલિવિઆમાં મીઠા પાણીનું સરોવર છે. એની પડોસમાં **औलागास** સરોવર ખારા પાણીનું છે.

**ભૂશિરેઃ**—**गेलीनाश** ઉત્તરમાં **सेंटरोक** પૂર્વમાં, **हॉर्न** ભૂશિર દક્ષિણમાં અને **पारिना** પશ્ચિમાં છે.

**અખાતઃ**—ઉત્તર કિનારે **डरायन** અને **वेनेझुइला** નો અખાત વેનેઝુઇલાના ઉત્તર કિનારે છે. **आमाझोन** અને **लाप्लाटा** એ બે નદીનાં મુખ અખાત જેવાં પૂર્વ કિનારે છે. **ग्वायाक्विल** પશ્ચિમ કિનારે ઈકવેડોરમાં છે.

**સામુદ્રધુનીઃ**—**मागेलन**ની સામુદ્રધુની ખંડ અને ટેરા ડેલ ફુએગો ટાપુની વચ્ચે છે.

**ટાપુઓઃ**—**फाकलांड** ટાપુ પાટા ગોનિઆની પૂર્વે, **टेरा डेल फुएगो** છેક દક્ષિણે, અને **जुआन फरनान्डीझ** અને **गालापेगोझ** પશ્ચિમ કિનારે છે.

**બંદરઃ**—**रीओडीजानेरो** એ બ્રાઝિલમાં દુનિયામાં સૌથી સુંદર બંદર છે.

**ખનીજોઃ**—સોનું, રૂપું, હીરા, લોખંડ, તાંબું, કલાઇ, સીસું છે. રૂપાની ખાણને માટે, પેરૂ, અને તાંબાની ખાણને માટે ચિલી પ્રખ્યાત છે. બ્રાઝિલમાંથી સોનું અને હીરા નીકળે છે.

**રાજ્યોઃ**—પોર્ટુગીઝ લોકોએ બ્રાઝિલમાં ને સ્પેનિઅર્ડ લોકોએ બાકીનાં ભાગમાં પોતાના સંસ્થાનો સ્થાપ્યાં. પછી બધાં સ્પેનિશ સંસ્થાનોએ બળવો કરી જુદા જુદા સ્વતંત્ર પ્રજાસતાક રાજ્ય સ્થાપ્યાં, અને બ્રાઝિલે પણ સ્વતંત્ર પ્રજાસતાક રાજ્ય સ્થાપ્યું. ગિઆનાના ત્રણ સંસ્થાનો ગ્રેટબ્રિટન, નેધર્લાંડ અને ફ્રાન્સને તાબે છે. આ ત્રણ સિવાય બધા પ્રજાસત્તાક રાજ્ય છે.

## (૧) कोलम्बिआ.

પ્રજાસત્તાક રાજ્ય દક્ષિણ અમેરિકાની વાયવ્યમાં છે. અને તે કોલમ્બસના નામ ઉપરથી તેનું નામ કોલમ્બિઆ પડયું છે.

**શહેરોઃ**—**बोगोटा** રાજધાની છે. **कार्टेजीना** કારિબીઅન સમુદ્ર ઉપર બંદર છે.

**પર્વતઃ**—**आंडीझ.**

**ભૂશિરઃ**—**गेलीनाश** ઉત્તર બિંદુ છે.

**અખાતઃ-પનામા** ઉપસાગર પશ્ચિમે છે.

**નિકાસઃ**-ગુંદ, રબર અને કીમતી ધાતુઓ છે.

## (२) इक्वेडोर.

ઇકવેડોરનું પ્રજાસતાક રાજય કોલમ્બિઆની દક્ષિણે છે.

**શહેરો:-क्विटो** રાજધાનીનું નગર છે, તેની આજુ બાજુ ઘણા જવાળામુખી પર્વતો છે. ત્યાંની હવા ઠંડી છે. **ग्वायाक्विल** બંદરથી કોકો પુષ્કળ ચઢે છે. આ બંદરમાં ઘણી વખત ધરતીકંપ થાય છે તેથી ત્યાંના મકાનો વાંસના બાંધવામાં આવે છે.

**પર્વતોઃकोटोपाक्सि, चिंबोरोझो, पन्टिसाना** અને **केटाम्बी** એ ચાર શિખરો આન્ડીઝ પર્વતનાં છે.

**અખાતઃ—ग्वायाक्विल** પશ્ચિમે છે.

**ટાપુ—गेलेपेगोस** પશ્ચિમે છે. ને તે ઇકવેડોરને તાબે છે.

**પેદાશઃ**—સિંકોના, કોકો, રૂ, ગુંદ, રતાળુ, તંમાકુ, સાર્સાપરીલા અને ઘઉં છે. સોનું, સીસું, લોખંડ અને તાંબું પહાડમાંથી જડી આવે છે.

## (३) पेरु.

પેરૂનું પ્રજાસત્તાક રાજય ઇકવેડોરની દક્ષિણે છે.

**શહેરો—लीमा** રાજધાની જુનામાં જુનું સ્પેનિશ શહેર છે. **कालाओ** લીમાનું બંદર છે. અને **कुझको** છે.

**પર્વતઃ—आन्डीझ.**

**સરોવરઃ-टीटीकाका** બોલિવિઆ અને પેરૂની સરહદપર છે.

**ખનીજોઃ**—સોનુ, રૂપું, પારો તાંબું, કોયલા ને કેરોસીન છે

**પેદાશ**—સિંકોના, સાર્સાપરીલા, ઇંડિઆ રબર, કોકો, અને ખાંડ છે.

## (४) चीली.

ચિલીનું પ્રજાસત્તાક રાજય પેરૂની દક્ષિણે છે. તેમાં વસ્તી ૨૪ લાખની છે.

**શહેરોઃ—सांटिआगो** આન્ડીઝ પર્વતની તળેટીમાં ફળ-

રૂપ શહેર છે. **વાલ્પરૈસો** આ રાજ્યનું બંદર છે. ત્યાંથી ઘઉં, તાંબું, ચાંમડાં પરદેશ ચઢે છે.

**પર્વતઃ**–**આન્ડીઝ** અને તેનું શિખર **આકોનકાગુઆ** છે.

**ટાપુ**–**જુઆન ફરનાનડીઝ** પશ્ચિમ કિનારે છે.

**નિકાસઃ**—સુરોખાર, આયોડિન, તાંબું, રૂપું, અનાજ, અને ચામડાં છે.

**આયાત**—રેશમી, ગરમ અને સુતરાંઉ કાપડ છે.

## (૫) આર્જેન્ટાઇના.

આર્જેન્ટૈનાનું પ્રજાસત્તાક રાજ્ય દક્ષિણ અમેરિકાના દક્ષિણ ભાગમાં છે. અને તેમાં વસ્તી ૭૧ લાખ છે.

**શહેર**–**બુએનોસ એરીસ** રાજધાની દક્ષિણ ગોળાર્ધમાં સૌથી મોટું શહેર છે. ત્યાંની હવા સારી છે. **રોસારીઓ** મોટું બંદર છે.

**નદીઓઃ**–**પારાના** અને તેને મળનારી **પારાગ્વે** નદી છે.

**અખાતઃ**––**લાપ્લાટા.**

**ભૂશિરઃ**—**કેપ હોર્ન** છેક દક્ષિણે છે.

**સામુદ્રધુનીઃ**––**માગેલન** દક્ષિણમાં છે.

**ટાપુઃ**—**ટેરા ડેલ ફુએગો** ટાપુ અડધો આ રાજ્યને અને અડધો ચિલીને તાબે છે. તે પાટાગોનિઆની દક્ષિણે છે.

**પાટાગોનિઆનો** ઉજડ મુલક દક્ષિણમાં આવેલો છે.

**પેદા** –ઊન, ચામડાં, અળસી, મકાઇ, તમાકુ અને ખાંડ છે.

## ( ૬ ) યુરુગ્વે.

યુરૂગ્વે પ્રજાસત્તાક રાજ્ય પૂર્વ કિનારે ગુજરાતથી દોઢું છે. તેમાં વસ્તી ૧૨ લાખ છે. રિઓડી–લાપ્લાટા, યુરૂગ્વે અને બ્રાઝિલ એ નામની નદીઓ વચ્ચે આવેલો આ દેશ છે.

**શહેરઃ**—**મોન્ટીવિડીઓ** રાજધાની છે અને તે બંદર છે.

**નદી**—**યુરુગ્વે** એ લાપ્લાટાના અખાતને મળે છે.

આ પ્રદેશનો મુખ્ય ધંધો ઢોર અને ઘેટાં ઉછેરવાનો છે.

**નિકાસઃ**—ઊન, ચામડાં, શીંગડાં અને ચરબી છે.

## ( ૭ ) पाराग्वे.

પારાગ્વેનું પ્રજાસત્તાક રાજ્ય આર્જેન્ટેનાની ઉત્તરે ખંડના મધ્ય ભાગમાં આવેલું છે. તેમાં વસ્તી ૧૦ લાખ છે.

**શહેરો:—**पसेन्शन રાજધાની છે.

**નદીઓ—**पाराना અને पाराग्वे.

**નિકાશ:—**નારંગી, ચામડાં, તમાકુ અને પારાગ્વે ચા છે.

## (૮) बोलिविआ

બોલિવિઆનું પ્રજાસત્તાક રાજ્ય પારાગ્વેની વાયવ્યમાં છે.

**શહેરો:—**लापाझ રાજધાની છે. पोटोसि શહેર રૂપાની ખાણને માટે પ્રસિદ્ધ છે, છેલ્લાં ત્રણસેં વર્ષમાં ૬૦ કરોડ પૌંડની કીમતનું રૂપું આ ખાણમાંથી કાઢવામાં આવ્યું છે.

**પર્વતો:-**सोराटा અને इलिमानी એ આંડીઝના શિખરો છે.

**ખનીજો:—**કલાઇ, તાંબું, સીસું, મીઠું અને ગંધક છે,

**પેદાસ:—**ચોખા, જવ, ઓટ, મકાઇ, રૂ, કોફી, ગળી છે.

## (૯) ब्राझिल.

બ્રાઝિલ એ મોટું પ્રજાસત્તાક રાજ્ય દક્ષિણ અમેરિકાના પૂર્વ કિનારા પર આવેલું છે. તે હિંદુસ્તાનથી બમણું મોટું છે.

**શહેરો:—**रिओ री जानेरो રાજધાની અને બંદર છે, અને ત્યાંથી પુષ્કળ બુંદ પરદેશ જાય છે. पारा બંદર ઇંડિઆ રબરને માટે પ્રખ્યાત છે.

**નદીઓ:—**[illegible] એને મળનારી टोकांटिस છે. सान फ्रान्सिस्को પૂર્વ કિનારા તરફ વહે છે. અને पाराना નદી છે.

**ભૂશિર—**केप ब्लेन्को પૂર્વ કિનારા પર છે.

એના દક્ષિણ ભાગમાં ઢોરો અને ઘેટાં ઉછેરવામાં આવે છે. પૂર્વ તરફ સોનું, હીરા લોખંડ, અને કોયલા નીકળે છે.

**પેદાસ—**બુંદ, રૂ. ખાંડ, ઇંડિઆ રબર અને શેરડી છે.

**આયાત—**સુતરાઉ કાપડ અને ધાતુ છે.

## (૧૦) ગિઆના.

વેનેઝુએલા અને બ્રાઝિલ વચ્ચે **ફ્રેંચ ગિઆના, ડચ ગિ-આના** અને **બ્રિટિશ ગિઆના** એવા ત્રણ સંસ્થાનો છે.

**શહેરો:—જ્યોર્જ ટાઉન** બ્રિટિશ ગિઆનાની અને **પારા-મારિબો** ડચ ગિઆનાની અને **કાયેન** ફ્રેંચ ગિઆનાની રાજધાની છે.

ખાંડ એ બ્રિટિશ અને ડચ ગિઆનાની મુખ્ય પેદાશ છે, ફ્રેંચ ગિઆના, એ ફ્રાન્સના દેશનિકાલ થએલા કેદીઓને રહેવાનું સ્થાન છે.

## (૧૧) વેનેઝુઇલા.

વેનેઝુઇલાનું પ્રજાસત્તાક રાજ્ય ગિઆનાની પશ્ચિમમાં છે.

**શહેર—કારાકાસ** રાજધાની ઉત્તરે છે.

**પર્વત—આન્ડીઝ.**

**અખાત—મારાકાબો** ઉત્તરમાં કારિબિઅન સમુદ્રમાં છે.

**નદી:—ઓરિનોકો** આટલાંટિક મહાસાગરને મળે છે.

દરિઆ પરના પ્રદેશમાં બુંદ, કોકાઉ અને શેરડી થાય છે. એની મુખ્ય નિકાસ બુંદ છે. લાનોસના મેદાનમાં ઘાસ થાય છે. જંગલની પેદાશ રબર અને વેનીલા છે. **ખનીજ** તાંબું અને સોનું છે.

## (૧૨) ફાક્લાન્ડ ટાપુ.

**શહેરો—સ્ટેન્લી** એ મુખ્ય બંદર છે.

માગેલન સામુદ્રધુનીની પૂર્વે આવેલા આ ટાપુઓ બ્રિટિશ સંસ્થાન છે. એ બે ટાપુઓ છે. પૂર્વનો ટાપુ અને પશ્ચિમનો ટાપુ છે. એની મુખ્ય નિકાશ ઊન છે.

# ओशीआनिआ.

પાસિફિક મહાસાગર દુનિયામાં સૌથી મોટા છે અને તે પૃથ્વીની સપાટીની ½ જગ્યા રોકે છે. તેમાં અસંખ્ય ટાપુઓ આવેલા છે અને તે બધા **ઓશીઆનિઆ** નામે ઓળખાય છે આ બધા ટાપુ આસ્ટ્રેલિઆ પાસે છે. એના મુખ્ય પાંચ વિભાગ છે.

(૧) **મલયેશિઆ** (૨) **આસ્ટ્રેલેશિઆ** દક્ષિણમાં છે.
(૩) **મલેનીશિઆ** (૪) **માઇક્રાનીશિઆ** પૂર્વમાં છે.
(૫) **પોલીનીશિઆ** પૂર્વમાં છે.

## (१) मलयेशिआ.

આ ટાપુઓનો સમૂહ એશિઆખંડના અગ્નિ ખુણામાં છે. અને તેમાંના મુખ્ય ટાપુ પાંચ છે. (૧) **સુંડા**, (૨) **બોર્નિઓ**, (૩) **ફિલિપાઇન**, (૪) **સેલીબીસ** અને **મોલુક્કા** છે. આ બધા ટાપુઓમાં મલય લોકોની વસ્તી વધારે હોવાથી તે **મલયેશિઆ** કહેવાય છે અને તે મલય લોકો મુસલમાની ધર્મ પાળે છે. કેટલાક વળી આ ટાપુને ઇસ્ટ ઇંડિઅન **આર્કિપેલેગો** કહે છે. આ ટાપુ અને એશિઆ વચ્ચે છાછરા સમુદ્ર આવેલાં છે. તેથી કેટલાક એને એશિઆનો ભાગ ગણે છે.

(૧) **સુંડા ટાપુઓ:—સુમાત્રા, જાવા** અને તેની પાસેના ટાપુઓ **સુંડા ટાપુઓ** કહેવાય છે. **ટિમોર ટાપુ** સિવાય એ બધા ટાપુઓ ડચ લોકને તાબે અને તેમના રક્ષણ હેઠળ છે. સુમાત્રા અને જાવા **મલાકાની** સામુદ્રધુનીથી જુદા પડેલા છે.

**સુમાત્રા ટાપુ**—એની અને મલય દ્વીપકલ્પની વચ્ચે મલાક્કાની સામુદ્રધુની છે. પશ્ચિમ કિનારે **પડાંગ** નામનું મોટું વલંદાનું સંસ્થાન છે. સુમાત્રાની આગ્નેય ખુણા પર **બાંકા** ટાપુ કલાઈની ખાણોને માટે પ્રખ્યાત છે.

**જાવા ટાપુ**—નું મુખ્ય શહેર **બટેવિઆ** છે. તેમાં ડચ ગવર્નર જનરલ રહે છે. એની અને સુમાત્રાની વચ્ચ

સંડાની સામુદ્રધુની છે. આ ટાપુની અંદર લગભગ ૪૦ જવાળામુખી પર્વત છે. આ ટાપુની જમીન ફળદ્રુપ છે. અને તેમાં મરી, સુંઠ, ડાંગર, ખાંડ, અને સિંકોના પુષ્કળ પેદા થાય છે. હિંદુ અને બૌદ્ધ લોકના મંદિરોનાં ખંડિએરો હજુ આ ટાપુમાં જોવામાં આવે છે.

**બાલી ટાપુ**—જાવાની પૂર્વે છે. અને ત્યાંના લોકો હજુ હિંદુ ધર્મ પાળે છે. જાવાની પૂર્વે આવેલા **લોમ્બાક, સંબાવા, ઓમ્બે, ટેનિમ્બર, સેંડલવુડ,** અને **ફલોરસ** ડચ લોકોને અને **ટિમોર** પોર્ટુગીઝને તાબે છે.

(૨) **બોર્નિઓ બેટ**:—જાવાની ઉત્તરે ... દુનિયાના મોટા બેટોમાંનો એક છે. ત્યાંના જંગલમાં ઉરાંગ ઉટાંગ નામના વાંદરાં જોવામાં આવે છે. એનો ઉત્તરનો અને વાયવ્ય ભાગ ઇંગ્લાંડને તાબે છે. તે ભાગમાં **બ્રુનેઈનું** એક દેશી રાજ્ય છે, અને **સારાવાકમાં** એક અંગ્રેજ રાજ્ય કરે છે. એનો બાકીનો બધો ભાગ ડચ લોકોને તાબે છે. એના પશ્ચિમ કિનારે આવેલો **લાબુઅન** ટાપુ ઇંગ્લાંડને તાબે છે. બોર્નિઓમાંથી કોલસા, સોનું, અને હીરા નીકળે છે. અને સેગો એની મુખ્ય નિકાશ છે.

(૩) **ફિલિપાઈન ટાપુ**:—યુનાઇટેડ સ્ટેટ્સને તાબે છે. અને તે નાના મોટા એક હજાર ટાપુનો સમૂહ છે. એમાંનો મુખ્ય ટાપુ **લુઝોન** ઉત્તરમાં છે. એની રાજધાની **મનિલા** ચીરૂટને માટે પ્રખ્યાત છે. એની મુખ્ય નિકાશ ચોખા, ખાંડ, અને તમાકુ છે. ફિલિપાઇન ટાપુ અને બોર્નિઓ વચ્ચે **સુલુ સમૂહ** છે.

(૪) **સેલીબીસ**:—આ ટાપુ બોર્નિઓની પૂર્વે છે. એમાં ચાર એક સરખા દ્વીપકલ્પ છે અને બધાની વચ્ચે ઉંડા અખાત છે. આ ટાપુ ડચ લોકોના તાબામાં છે. નિકાશ—સુંઠ, અને જાયફળ છે.

(૫) **મોલુક્કાસ** અથવા **મસાલા** ટાપુ ન્યૂ ગિની અને સેલીબીસ વચ્ચે છે. અને એ બધા ડચ લોકોને તાબે છે; એમાંના મુખ્ય ટાપુ **આંબોઇના, સીરામ** અને **વંદા** છે,

આ બધા ટાપુમાં પુષ્કળ ગરમ મશાલો, લવિંગ, જાયફળ અને એલચી થાય છે. આ ટાપુની રાજધાની આંબોઇના છે.

## (૨) आस्ट्रेलेशिआ.

આસ્ટ્રેલિઆ ખંડ અને તેની આસપાસના નજીકના ટાપુઓ ન્યૂઝીલાંડ સહિત આસ્ટ્રેલેશિઆ કહેવાય છે.

### આસ્ટ્રેલિઆ.

આસ્ટ્રેલિઆ સૌથી મોટો બેટ પાસિફિક મહાસાગરમાં એશિઆના અગ્નિ ખુણામાં હિંદુસ્તાનથી દોઢો છે. એને કેટલાક ખંડ પણ કહે છે. આસ્ટ્રેલિઆ શબ્દનો અર્થ દક્ષિણની ભૂમિ થાય છે.

**સીમાઃ**-ઉત્તરે-એની અને ન્યૂ ગિનીવચ્ચે **આરાફુરા સમુદ્ર, ટોરેસની સામુદ્રધુની** અને કોરલ **સમુદ્ર** છે. પૂર્વે-એની અને અમેરિકાની વચ્ચે **પાસિફિક** સમુદ્ર અને પશ્ચિમે—એની અને આફ્રિકાની વચ્ચે હિંદી મહાસાગર છે. દક્ષિણે એની અને ટાસ્માનિઆની વચ્ચે **બાસની સામુદ્રધુની** આવેલી છે.

ભાગ. શહેરો.

(૧) **કવીન્સલાંડ-ब्रिस्बेन** (૧૩૦૦૦૦) બ્રિસ્બેન નદી પર રાજધાની છે.

(૨) **ન્યુ સાઉથ વેલ્સ-सिडनी** (૬૩૬૦૦૦) જુનું શહેર છે, તેમાં ટંકશાળ, યુનિવર્સિટિ અને મોટી વેધશાળા છે. **केनवहा** એ નવી રાજધાનીનું શહેર છે.

(૩) **વિક્ટોરિઆઃ-मेलबोर्न** (૫૧૫૦૦૦) આખા આસ્ટ્રેલિઆની હાલ રાજધાની છે. ત્યાં પાર્લામેન્ટનાં મકાનો, વિશ્વ વિદ્યાલય, મહા વિદ્યાલય વગેરેના ઘણાં મકાનો જોવાલાયક છે. આ સંસ્થાનના બધાં ભાગમાંથી પુષ્કળ સોનું નીકળે છે, ઇ. સ. ૧૮૫૧ થી ૧૯૦૫ સુધીમાં ૨૭$\frac{1}{2}$ કરોડ પૌંડની કીંમતનું સોનું આ સંસ્થાનમાંથી નીકળ્યું હતું.

(૪) **સાઉથ આસ્ટ્રેલિઆઃ-आडेलेड** (૧૭૩૦૦૦) રાજધાની સેંટવિન્સેન્ટના અખાત પર છે. દક્ષિણમાં ઘઉં અને ઓલિવ થાય છે.

(૫) **વેસ્ટ આસ્ટ્રેલિઆ**—**પર્થ** એ મુખ્ય શહેર છે.

(૬) **તાસ્માનિઆ**—**હોબર્ટ ટાઉન** મુખ્ય શહેર છે. એ ટાપુમાં ઘણો સારો મેવો થાય છે.

દક્ષિણમાં આવેલો **ટાસ્માનિઆ** ટાપુ પોતાનો રાજ્ય વ્યવહાર પોતે ચલાવે છે. પણ ૭ સંસ્થાન સામાન્ય હિત માટે તેઓ એકઠા મળી ગવર્નર જનરલની દેખરેખ નીચે રાજ્ય કારભાર ચલાવે છે. કાયદા બાંધવાની સત્તા ત્યાંની પાર્લામેંટના હાથમાં છે. અને ઇંગ્લાંડની પાર્લામેંટની માફક તેના બે ભાગ છે, એકને સેનેટ કહે છે. અને તેમાં દરેક સંસ્થાનમાંથી ૭ એવા ૩૬ સભાસદ હોય છે. અને બીજા લોકોના ચુંટી કાઢેલા પ્રતિનિધિની સભા છે.

**પર્વતઃ**—**કોસી ઉસ્કો** પર્વત પૂર્વ કિનારાની સમાંતર યોર્ક ભૂશિરથી બાસની સામુદ્રધુની સુધી આવી રહેલો છે. **ગ્રેટ કોરલ રીફ** એ પરવાળાની ખડકો કવીન્સ લેંડના પૂર્વ કિનારે છે.

**ભૂશિરઃ**—**યોર્ક** ઉત્તરમાં; **હૌવે** અગ્નિ ખુણામાં અને **લ્યુવિન** નૈઋત્ય ખુણામાં છે.

**રણ**—**ગ્રેટ સેન્ડી ડેઝર્ટ** અને **ગ્રેટવિક્ટોરિઆ ડેઝર્ટ** છે.

**સરોવર**—**ટૉરેન્સ, એર્મિડિઅસ** ખારા પાણીનાં સરોવર છે.

**નદીઓ**—**મુરે** નદી વિક્ટોરિઆ સંસ્થાનના ડુંગરમાંથી નીકળી સેંટ વિન્સેંટ અખાતની પૂર્વે સમુદ્રમાં પડે છે, એને **ડાર્લિંગ** નદી મળે છે.

**અખાત**—**કાર્પેન્ટરિઆ** અખાત ઉત્તરે; **ગ્રેટ આસ્ટ્રેલિઅન બાઇટ, સ્પેન્સર** અખાત અને **સેન્ટ વિન્સેંટ** અખાત દક્ષિણે આવેલા છે.

**સમુદ્ર**—**કોરલ** એ ઇશાન ખુણામાં છે.

**ખનીજ**—સોનુ એ મુખ્ય ખનીજ છે. ઇ. સ. ૧૯૦૦માં વેસ્ટ આસ્ટ્રેલિઆમાં ૩૭½ લાખ, વિક્ટોરિઆમાં ૩૨½ લાખ, ક્વીન્સલાંડમાં ૨૭½ લાખ, ન્યુ સાઉથ વેલ્સમાં ૯ લાખ અને તાસ્માનિઆમાં ૨ લાખ પૌંડની કીંમતનુ સોનુ નીકળ્યું હતું. આ ઉપરાંત તાંબું, કલાઈ, રૂપું અને કોયલા અહીં મળી શકે છે.

## ન્યુ ઝીલાંડ.

ન્યુ ઝીલાંડનું બ્રિટિશ સંસ્થાન બે મોટા ટાપુનું બનેલું છે. ઉત્તરનો ટાપુ એ બે ટાપુની વચ્ચે **કુકની** સામુદ્રધુની છે. **वेलिंग्टन** (૬૩૦૦૦) એ મુખ્ય શહેર ઉત્તર દ્વીપમાં છે. **आकलांड** એ મોટું શહેર ઉત્તરમાં છે. એમાં ઘણા જ્વાળામુખી પર્વત અને ગરમ પાણીના ઝરા છે. એની હવા સારી છે અને જમીન ફળદ્રુપ છે. ત્યાંના અસલ વતનીઓને મેઓરી કહે છે.

## (૩) मेलेनीशिआ.

મેલેનીશિઆ આસ્ટ્રેલિઆની ઇશાનમાં આવેલા ટાપુઓ છે. એની અંદર મુખ્ય ટાપુ **न्यु गिनी** (પાપુઆ) અને **फिजि** છે. **न्यु गिनीनो टापु** મુંબઇ ઈલાકાથી દોઢો છે. તેમાં ઇંડિઆ રબર અને સેગોના ઝાડો ઘણાં છે.

આ ટાપુનો પશ્ચિમ ભાગ નેધર્લાંડને, ઉત્તરનો જર્મનિને અને દક્ષિણનો ઇંગ્લાંડને તાબે છે. **फिजि टापु** ન્યુ ઝીલાંડની ઉત્તરે બ્રિટિશ સંસ્થાન છે. અને તેની મુખ્ય નિકાશઃ—ખાંડ અને કોપરાં છે.

**बिस्मार्क आर्किपेलेगो** ન્યુ ગિનીની પાસે છે. તે અને **सोलोमन** ટાપુમાંનો એક જર્મનિને તાબે છે. બાકીના **सोलोमन** ટાપુ અને **सांटाक्रुझ** ટાપુઓ બ્રિટિશ સંસ્થાનો છે. **न्यु केलीडोनिआ** ફ્રાન્સને તાબે છે.

## (૪) माइक्रोनीशिआ.

માઇક્રોનીશિઆના નાના ટાપુઓનો સમૂહ મેલેનીશિઆની ઈશાનમાં છે. જર્મનિના તાબાનો સૌથી મોટો ટાપુ **लाड्रोन** અને **कारोलैन** ટાપુઓ બાદ કરતાં બધા નાના પરવાળાના ટાપુ છે. એમાંના **गिल्बर्ट** ટાપુ ઈંગ્લાંડ અને **गुआम** યુનાઇટેડ સ્ટેટસને તાબે છે. બાકીના બધા ટાપુ જર્મનિને તાબે છે.

## (૫) पोलीनीशिआ.

પોલીનીશિઆના અસંખ્ય ટાપુઓ આસ્ટ્રેલિઆ અને અમેરિકા વચ્ચે છે, આ ટાપુઓની હવા ઘણી સારી છે

અને દરીઆને લીધે ત્યાં તાપ લાગતો નથી, એની જમીન ફળદ્રુપ છે.

**સાન્ડવિચ** અથવા **હવાઇ બેટો** ઉત્તરમાં યુનાઇટેડ સ્ટેટ્સને તાબે છે. **હોનોલુલુ** એનું મુખ્ય શહેર છે. એ ટાપુની મુખ્ય પેદાશ ખાંડ, ચોખા, અને કેળાં છે. **ટોંગા** અથવા **ફ્રેંડલી ટાપુ** આસ્ટ્રેલિઆની પૂર્વે ઇંગ્લાંડને તાબે છે. આ બંને ટાપુ કેપ્ટન કુકે શોધી કહાડયા હતા આ ઉપરાંત પાસેના **કુક** અથવા **હર્વી ટાપુ**, **એલીસ**, **ફિનિક્સ**, **ટોકોલોં**, અને **મેનીહીકી** ઇંગ્લાંડને તાબે છે. **સામો** અથવા વહાણવટીઓના દ્વીપો યુનાઇટેડ સ્ટેટ્સ અને જર્મનિને તાબે છે. **આસ્ટ્રલ**, **સોસાઇટી ટાપુ**, **લો આર્કિપેલેગો** અને **મારક્વીસાસ** ટાપુ ફ્રાન્સને તાબે છે.

## એન્ટાર્કિટકા.

એન્ટાર્કિટકાનો કેટલોક નવો પ્રદેશ દક્ષિણ ધ્રુવ તરફના ભાગમાં શોધી કહાડવામાં આવ્યો છે. **સાઉથ વિક્ટોરિઆ** સર જેમ્સ રોસે ઇ. સ. ૧૮૪૧ માં શોધી કહાડયો હતો. એમાં **એરીબુસ** નામનો બળતો જ્વાળામુખી છે. એના ભડાકા બે હજાર ફુટ ઉંચા જાય છે અને શિયાળામાં જ્યારે ઘણા દિવસ સુધી સૂર્ય ઉગતો નથી, ત્યારે તેનો પ્રકાશ બધે પડી અજવાળું આપે છે. આ ઉપરાંત તે બાજુએ **ગ્રાહમ લાંડ**, **દક્ષિણ સેટલાંડ**, **દક્ષિણ જ્યોર્જિઆ** વગેરે નાના ટાપુઓ છે. બરફને લીધે ત્યાં હવા ઘણી ઠંડી છે. કોઇપણ મનુષ્ય આ ટાપુમાં રહેતું નથી. એના કિનારા પર અલ્બેટ્રોસ ( દરીઆઇ પક્ષી )જેની પાંખો ૭½ ફુટ પહોળી હોય છે. સીલ, વોલરસ અને વ્હેલ નજરે પડે છે.

---

**ભૂગોળ વિદ્યા ભાગ ૧-૨. સમાપ્ત.**